# હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહિમહુલ્લાહ

## અને એમના

## સૂરતના ખલીફાઓ અને ખાદિમોના ટૂંકા જીવન ચરિત્રો

'નકશબંદી ઔલિયા ગ્રંથમાળા' : ગ્રંથ – ૧૩

લેખક : અબ્દુલકાદિર ફાતીવાલા

હુવલ બાકી

'નકશબંદી ઔલિયા ગ્રંથમાળા' : ગ્રંથ - ૧૩

# હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહિમહુલ્લાહ

# અને એમના

# સૂરતના ખલીફાઓ અને ખાદિમોના ટૂંકા જીવન ચરિત્રો

લેખક

અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)

કંપોઝીંગ

મવલાના મુહમ્મદ યૂનુસ મુનશી, ફલાહી (વલસાડ)

છાપકામ અને વેચાણ વ્યવસ્થા

મૌલાના ઝિયાઉર્રહીમ રહીમી
'હિદાયત આર્ટ'
સગરામપૂરા, તલાવડી, સૂરત
Mobile No. : 099740 34310

પ્રકાશન વર્ષ : રબી. અવ્વલ, ૧૪૪૨ / ઓકટો., ૨૦૨૦

# લેખકનું નિવેદન

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ**

○ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી રહમતુલ્લાહિ અલયહિનો ઈન્તિકાલ ઈસ્વીસન ૧૯૫૧ માં થયો હતો જેને ૭૦ (સિત્તેર) વરસનો ઘણો લાંબો સમયગાળો થઈ ગયો છે.

○ એમના પછી એમના પૌત્ર હઝરત મૌલાના મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ગાદીનશીન થયા પરંતુ તેમનો પણ ઈસ્વીસન ૧૯૯૪ માં ઈન્તિકાલ થઈ ગયો હતો જેને ૨૬ (છવ્વીસ) વરસ વીતી ગયા.

○ હવે આપના સાહબઝાદહ હઝરત મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ ગાદીનશીન છે.

○ નકશબંદી, મુજદ્દિદી, જયપૂરી સિલસિલાના આજની પેઢીના મોટા ભાગના મુરીદો હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિથી અને એમના મહાન ખલીફાઓ અને ખાદિમોથી પરિચિત નથી એટલે તેમને એમનાથી પરિચિત કરાવવાની આ અદના કોશિશ કરી છે. ઉમ્મીદ છે કે એનાથી આજની પેઢીના મુરીદોને પ્રેરણા અને પ્રોત્સાહન મળશે.

○ આ કિતાબના પ્રકાશનમાં તન, મન અને ધનથી મદદ કરનારા તમામનો હું આભારી છું. અલ્લાહ તઆલા એમની ખિદમતોને કબૂલ ફરમાવી બન્ને જહાનની નેઅમતોથી નવાઝે અને આખિરતમાં નજાતનો ઝરીઓ બનાવે. આમીન !

| | |
|---|---|
| ૨૨, જમાદિલ આખર, ૧૪૪૧ | અલ્લાહવાળાઓના પગની ધૂળ, |
| ૧૭, ફેબ્રુઆરી, ૨૦૨૦, સોમવાર | **અબ્દુલકાદિર ફાતીવાલા** ગુફિરલહૂ |

# અનુક્રમણિકા



## જીવનચરિત્રો

# કેટલીક જગમશહૂર નઅત શરીફ

## [૧] મૂળ અરબી અશઆર

વ અહ–સ–ન મિન–ક લમ ત–ર કત્તુ અયની,
વ અજ–મ–લ મિન–ક લમ તલિદિન નિસાઅઉ.

ખુલિક–ત મુબર્રઅમ્મિન કુલ્લિ અયબિન,
ક અન્ન–ક કદ ખુલિક–ત કમા તશાઉ.

– હઝરત હસ્સાન રદિયલ્લાહુ તઆલા અન્હુ

### ગુજરાતી કાવ્ય રૂપાંતર

જોયા નથી કદી મારી આંખે, કોઈ આપ કરતાં હસીનતર;
જન્મયા નથી કદી નારી કૂખે, કોઈ આપ કરતાં જમીલતર.

પૈદા થયા છો આપ સર્વ ઐબોથી પાક અને પવિત્રતર;
પૈદા થયા છો આપ જાણે આપની ખ્વાહિશ પર.

## [૨] મૂળ ફારસી અશઆર

બ–લ–ગલ ઉલા બિ કમાલિહી,
ક–શ–ફદ દુજા બિ જમાલિહી;
હસુનત જમીઉ ખિસાલિહી,
સલ્લૂ અલયહિ વ આલિહી.

– હઝરત શૈખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ

### ગુજરાતી કાવ્ય રૂપાંતર

અલ્લાહ અર્પિત કાબિલિયતથી પામ્યા સર્વોચ્ચ મકામ,
રોશન ચહેરાથી આપના થયા દૂર અંધારા તમામ.

પ્યારા–પ્યારા, ન્યારા–ન્યારા, અખ્લાક આપના તમામ;
આપ પર અને આપની ઔલાદ પર અપાર દુરૂદો સલામ.

[૩] મૂળ ફારસી અશઆર

યા સાહિબલ જમાલિ વ યા સય્યિદલ બશર;
મિંવ વજહિકલ મુનીરિ લકદ નુવ્વિરલ કમર.

લા યુમ્કિનુષ્ષનાઉ કમા કા–ન હક્કહૂ,
બઅદ અઝ ખુદા બુઝુર્ગ તૂઈ કિસ્સા મુખ્તસર.

– હઝરત અલ્લામહ અબ્દુર્રહમાન 'જામી' (રહ.)

ગુજરાતી કાવ્ય રૂપાંતર

હે સૌંદર્યના શહેનશાહ મખ્લૂકના સરદાર;
ચહેરાથી રોશન આપના થયો ચંદ્ર રોશન અપાર.

શાયાને શાન આપની પ્રશંસા શું થઈ શકે !
અલ્લાહ પછી મહાન છો, બસ વાતનો ટૂંકસાર.

[૪] મૂળ ફારસી અશઆર

મૂસા ઝે હોશ રફત બયક પરતવે સિફાત,
તૂ ઐન ઝાત મી નિગરી વ તબસ્સુમી !

– હઝરત શયખ ફઝલુલ્લાહ સુહરવરદી રહમતુલ્લાહિ અલયહિ

ગુજરાતી કાવ્ય રૂપાંતર

મૂસા થયા બેહોશ તજલ્લીની એક જ ઝલકથી,
ઝાતે હકને જોતી વેળા આપના હોઠો પર હતી મુસ્કાન.

– ચારેય નઅત શરીફનું ગુજરાતી કાવ્ય રૂપાંતર કરનાર
– અબ્દુલકાદિર ફાતીવાલા

**સમજૂતી** :

○ ઉપરના ચોથા શએરમાં બે મશહૂર બનાવો તરફ ઈશારા છે.

(૧) તૂર પર અલ્લાહ તઆલાની તજલ્લીની ફકત એક જ ઝલક જોઈને હઝરત મૂસા અલયહિસ્સલામ બેહોશ થઈ ગયા હતા.

(૨) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે શબે મેઅરાજમાં, અર્શે મુઅલ્લા પર અલ્લાહ તઆલાની નજીક જઈ મુલાકાત કરી, અલ્લાહ તઆલાની અયન ઝાતે પાકના દીદાર કર્યા, અલ્લાહની સાથે વાતચીત કરી અને છતાં આપ સતત મુસ્કુરાતા રહ્યા !

○ કુર્આન શરીફમાં સૂરએ 'નજમ'માં આયત નંબર : ૯ અને ૧૭ માં એનો ઉલ્લેખ નીચે પ્રમાણે થયેલો છે :

(૧) **'કા–ન કવસયનિ અવ અદના'** (આયત નંબર : ૯)

તો (અલ્લાહ તઆલા અને એના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની વચ્ચે) કમાનના બે છેડાઓ જેટલું અંતર રહ્યું. (બન્ને એટલા નજીક થયા).

(૨) **'મા ઝાગલ બસરુ વ મા તગા'** (આયત નંબર : ૧૭)

(અલ્લાહ તઆલાને જોવામાં એના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ)ની નઝર આમ–તેમ હટી પણ નહિ, અને ન હદથી આગળ વધી.

## સુન્નતની ફઝીલત વિષે કાવ્યપંક્તિઓ

**[૧]**

**ખિલાફે પયમ્બર કસે રાહ ગઝીદ,**
**કે હરગિઝ બ મંઝિલ ન ખ્વાહદ રસીદ.**

– હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ

ગુજરાતી કાવ્ય રૂપાંતર

પયમ્બરના ખિલાફ જે માર્ગ અપનાવશે;
તે મંઝિલ કદાપિ નહીં પામશે.

– અબ્દુલકાદિર ફાતીવાલા

[૨]

[એક હદીષે કુદસીનું ઉર્દૂ કાવ્ય રૂપાંતર]

અલ્લાહ તઆલા બંદાને સંબોધીને ફરમાવે છે :

**કી વફા તૂને મુહમ્મદસે તો હમ તેરે હૈ,**
**યહ જહાં ચીઝ હૈ કયા, લવહો કલમ તેરે હૈ.**

[અહીં 'વફા' શબ્દથી સુન્નતની ઈત્તિબાઅ તરફ ઈશારો છે.]

– અલ્લામહ ડોકટર મુહમ્મદ ઈકબાલ રહમતુલ્લાહિ અલયહિ

[૩]

**નકશે કદમ નબીકે હૈ જન્નતકે રાસ્તે,**
**અલ્લાહસે મિલાતે હૈ સુન્નતકે રાસ્તે.**

– હઝરત હકીમ મુહમ્મદ અખ્તર રહમતુલ્લાહિ અલયહિ

## ઔલિયાની ફઝીલત વિષે કાવ્યપંક્તિઓ

[૧]

اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ط
(سُوْرَةُ 'يُوْنُسُ' : ٦٢)

ગુજરાતી કાવ્ય રૂપાંતર

નથી કંઈ ખૌફ કે કંઈ ગમ ઓલિયા માટે;
ફરમાવ્યું છે એ અલ્લાહે ઓલિયા માટે.

[૨]

فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ط ('اَعْرَافْ' : ١٧٦)

ગુજરાતી કાવ્ય રૂપાંતર

ઓલિયાના કિસ્સાઓ લોકો સમક્ષ બયાન કર;
લોકો કંઈ સમજે વિચારે, એવો ઈન્તિઝામ કર.

[૩]

'عِنْدَ ذِكْرِ الذَّاكِرِيْنَ تَنَزَّلُ الرَّحْمَةُ' ('حديث شريف')

ગુજરાતી કાવ્ય રૂપાંતર

ઝિક્ર જયાં ઓલિયાનો થાય છે;
રહમત ત્યાં અલ્લાહની નાઝિલ થાય છે.

[૪]

યક ઝમાના સુહબતે બા ઔલિયા,
બેહતર અઝ સદ સાલહ તાઅત બે રિયા.
ગર તૂ સંગે ખારએ મરમર શવી,
ચૂં બ સાહિબ દિલ રસી ગવહર શવી.
– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ

ગુજરાતી કાવ્ય રૂપાંતર

એક પલ ઓલિયાના સતસંગની;
સો વરસની ખાલિસ ઈબાદતથી છે મહાન.

જો હશે તૂ મામૂલી પથ્થરના સમાન,
ઔલિયાના સતસંગથી તૂ થઈ જશે હીરા સમાન.

[૫]

**હર કે ખ્વાહદ હમનશીની બા ખુદા,**
**ઊનશીનદ દર હુઝૂરે ઔલિયા.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

જે ઈચ્છે નજીકતા અલ્લાહની;
તે બેસે નજીક ઔલિયા અલ્લાહની.

[૬]

**શનીદમ કે દર રોઝે ઉમ્મીદ વ બીમ,**
**બદાંરા બ નેકાં બ બખ્શદ કરીમ.**

**– હઝરત શયખ સઅદી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

તે પરમ કૃપાળુ ઈન્સાફ જયારે ફરમાવશે;
નેકોની સાથે બદોની પણ બખ્શિશ ત્યારે ફરમાવશે.

[૭]

**હુબ્બે દુરવેશાં કલીદે જન્નતસ્ત,**
**દુશમને ઈશાં સઝાએ લઅનત અસ્ત.**

**– હઝરત ફરીદુદ્દીન અત્તાર રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

ઔલિયાથી મુહબ્બત જન્નતની કુંજી છે;
ઔલિયાથી દુશમની લઅનતની પૂંજી છે.

[૮]

**ચૂં ખુદા ખ્વાહદ કે પરદએ કશ દરદ,**
**મેલશ અંદર તઅનએ નેકાં બરદ.**

**– હઝરત જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

અલ્લાહ તઆલા જયારે કોઈનો પરદો ચીરવા ચાહે છે;
નેકોની ગીબતનો વિચાર ત્યારે તેના દિલમાં નાંખે છે.

## દિલની ફઝીલત વિષે કાવ્યપંક્તિઓ

[૧]

**ઊ દર દિલે મનસ્ત, વ દિલે મન બ દસ્તે ઊ,**
**ચૂં આઈના બ દસ્તે મન, વ મન દર આઈના.**

**– અજ્ઞાત (નામઅલૂમ)**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

તે છે મારા દિલમાં, ને મારું દિલ છે તેના હાથમાં;
જેમ હું છું આઈનામાં, ને આઈનો છે મારા હાથમાં.

[૨]

**દિલ યકે મન્ઝરેસ્ત રબ્બાની,**
**હુજરએ દેવરા ચે દિલ ખ્વાની.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

દિલ તો તે છે જેમાં દીદાર ખુદાના થાય;
ભૂતોના નિવાસને દિલ કેવી રીતે કહેવાય ?

**[૩]**

**ચૂં ન દારદ નૂરે દિલ, દિલ નેસ્ત આં,**
**ચૂં ન બાશદ રૂહ, જુઝ વ કુલ નેસ્ત આં.**

**આં જુજાજા કો ન દારદ નૂરે જાં,**
**બવલે કારૂરહ અસ્ત કન્દીલ મ ખ્વાં.**

**– હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહમતુલ્લાહિ અલયહિ**

**ગુજરાતી કાવ્ય રૂપાંતર**

જે દિલમાં નૂરે બાતિન નથી તે દિલ દિલ નથી;
જે જિસ્મમાં રૂહ નથી તે જુઝ નથી કે કુલ નથી.

જે દીવામાં દિવેટ નથી, તેલ નથી અને નૂર નથી;
તે પેશાબ ભરવાની બોટલ છે, દીવો નથી.

**– તમામ પંક્તિઓનું ગુજરાતી રૂપાંતર કરનાર**
**અબ્દુલકાદિર ફાતીવાલા**

અપને મનમેં ડૂબ કર, પાજા સુરાગે ઝિન્દગી,

**– અલ્લામહ ડોકટર મુહમ્મદ ઈકબાલ (રહ.)**



તારામાં તુજ ડૂબીને, તારી તલાશ કર;
તુજને કદાચ તારું પગેરું મળીયે જાય !

## દુઆ

મન બ ખ્વાબો પાસબાને મન તૂઈ,
મન ચૂં તિફ્લો હિર્ઝે જાને મન તૂઈ.

ગર હઝારાં દામ બાશદ હર કદમ,
ચૂં તૂ બા માઈ ન બાશદ હેચ ગમ.

કારે મા સહવ અસ્ત વ નિસ્યાનો ખતા,
કારે તૂ ગફ્ફારી વ બખ્શિશ અતા.

સહવ વ નિસ્યાંરા મુબદ્દલ કુન બ ઈલ્મ,
મન હમહ જહલમ મરા દેહ સબ્રો હિલ્મ.

– હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)

## ગુજરાતી કાવ્ય રૂપાંતર

હું સૂતેલા સમાન છું, તું રખેવાળ છે મારો,
હું એક બાળ સમાન છું, તું રક્ષક છે મારો.

પથરાયેલી હોય ભલેને, પંથમાં જાળ હજારો,
પરવા નથી કશીયે એની, મને છે તારો સહારો.

ભૂલ–ચૂકને કુસૂર કરીને, બાંધું હું પાપનો ભારો,
કૃપા કરીને બખ્શી દેવું, એ અધિકાર છે તારો.

ઘોર જહાલતથી હું ભરેલો, કરી દે ઈલ્મથી ઉજિયારો,
દૂર કરી દે ગફલત મારી, દે સબ્રનો સથવારો.

– અબ્દુલકાદિર ફાતીવાલા

# પહેલું પ્રકરણ

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી નકશબંદી, મુજદ્દિદી, જયપૂરી રહિમહુલ્લાહ

### જન્મ, વતન અને ખાનદાન

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિનો મુબારક જન્મ ૨૧, ઓકટોબર, ૧૮૫૩ ના રોજ રામપૂર (યુ.પી.)માં થયો હતો. આપના વાલિદ જનાબ યૂસુફ ખાન સાહબના સાત પુત્રો અને ત્રણ પુત્રીઓ મળી દસ સંતાનો પૈકી આપ સૌથી નાના હતા. આપના વાલિદ ઘોડાના શાહ સોદાગર હતા. ઈસ્વીસન ૧૮૫૬ ના ડિસેમ્બર માસમાં જૂનાગઢના નવાબ સાહબ પાસે ઘોડા વેચવા માટે આવ્યા હતા ત્યારે સખત બીમાર પડયા અને ઈન્તિકાલ પામ્યા. જૂનાગઢના શાહી કબ્રસ્તાનમાં તેમને દફન કરવામાં આવ્યા. વાલિદ સાહબના ઈન્તિકાલ વખતે હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિની ઉંમર ફકત ત્રણ વરસ હતી.

### ઉચ્ચ દીની તાલીમ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પ્રાથમિક અને માધ્યમિક કક્ષા સુધીની દીની તાલીમ રામપૂરમાં જ હાસિલ કરી, અને ઉચ્ચ દીની તાલીમ ભોપાલમાં હાસિલ કરી. ભોપાલ ત્યારે દીની તાલીમ માટેનું મહાન મરકઝ ગણાતું હતું. ભારતભરના તથા ભારત બહારના પણ મહાન આલિમો અને બુઝુર્ગો ત્યાં તાલીમ આપતા હતા. પોતાની ઉચ્ચ સલાહિયતો, ઈલ્મનો શોખ, મહેનત અને ઉચ્ચ કક્ષાના ઉસ્તાદોના કારણે માત્ર વીસ–બાવીસ

વરસની યુવાન વયે તો હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ પ્રખર આલિમ બની ગયા. ઉર્દૂ, ફારસી અને અરબી ત્રણે ભાષાઓ પર આપે કાબૂ મેળવી લીધો. આપના અક્ષરો પણ મોતીના દાણા જેવા અતિ સુંદર હતા.

## શારીરિક શિક્ષણ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ માત્ર માનસિક તાલીમથી સંતોષ ન માનતા શારીરિક શિક્ષણ પ્રત્યે પણ પૂરતું ધ્યાન આપ્યું. આપે લશ્કરના કોઈ સૈનિકને છાજે એવી શારીરિક કેળવણી અને શસ્ત્રોની તાલીમ પણ મેળવી. આપ ખૂબ જ કુશળ તરવૈયા પણ હતા.

આપનો ઊંચો, પડછંદ, કસરતો વડે કસાયેલો કદાવર બાંધો, ખૂબ જ ગોરો વાન અને અત્યંત રૂપાળો ચહેરો સેંકડોમાંથી અલગ તરી આવતો હતો. ચાલવામાં ઝડપ એટલી હતી કે સાથે રહેવા માટે બીજાઓએ તો દોડવું જ પડે !

## આપના મુરશિદે કામિલ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના મોટા બહેન જયપૂરમાં રહેતા હતા. આપના બનેવી જયપૂરના મહારાજાના દરબારી અને સલાહકાર મંડળમાં હતા. એટલે ભોપાલમાં ઉચ્ચ દીની તાલીમ પરિપૂર્ણ કરીને આપ પણ જયપૂર તશરીફ લાવ્યા અને જયપૂરમાં તે કાળના મહાન બુઝુર્ગ હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ (રહ.)ની ખિદમત શરીફમાં હાજર થઈને આપથી બયઅત થયા.

આપની મશહૂર અને મકબૂલ કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ પોતે પોતાના મહાન પીરો મુરશિદના હાલાત વર્ણવેલા છે જે વાંચવાથી

આપના અતિ ઉચ્ચ મરતબાનો ખ્યાલ આવે છે. અહીં એટલું જ કહેવું પૂરતું થશે કે હઝરત મુહમ્મદ અલી શેર ખાન સાહબ (રહ.) 'ઔલિયાએ ખિદમત'માંથી હતા. અને ઔલિયાએ ખિદમત તે છે કે જેમને અલ્લાહ તઆલા તરફથી સૃષ્ટિની વ્યવસ્થાનું કામ સોંપવામાં આવે છે !

## પીરની હયાતીમાં તેમની ખિદમત અને ઈન્તિકાલ બાદ તેમના મઝારે મુબારક પર હાજરી

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ પોતાના કામિલ પીરની સતત અઢાર વરસ સુધી એકધારી નિષ્ઠા અને ખુલૂસથી સેવા કરી. વળી આપના ઈન્તિકાલ બાદ સતત ચાલીસ વરસ સુધી આપના મઝારે મુબારક પર હાજર થઈને ફૈઝ હાસિલ કર્યો.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

> "એક વખતે હું કેટલાયે દિવસો સુધી હાજર ન થયો તો કબર શરીફમાંથી બુલંદ અવાજે ફરમાવ્યું કે :
>
> "તું કેટલાયે દિવસોથી આવ્યો કેમ નથી ? ! "

## આપની રિયાઝત અને યાદે ઈલાહી

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિની રિયાઝત અને યાદે ઈલાહી વિષે મારા હઝરત સાહબ દામત બરકાતુહુમ ફરમાવે છે કે :

> "મારા દાદા સાહબ અલયહિર્રહમત ઘણી વેળા મુઝ ખાદિમને સંબોધીને ફરમાવતા કે :
>
> "હે અબ્દુર્રહીમ ! મારો એક સમયગાળો એવો પણ પસાર થયો છે, જયારે હું ઈશાના વુઝૂથી ફજરની નમાઝ અદા કરતો હતો. મુઅઝ્ઝિન જયારે અઝાન આપતો ત્યારે મને એવી

આરઝૂ થતી કે કાશ ! અઝાન ન થતે અને હું આ જ પ્રમાણે અલ્લાહ તઆલાનું નામ લેવામાં મશગૂલ રહેતે ! એક જ બેઠકમાં છત્રીસ–છત્રીસ કલાક સુધી હું અલ્લાહ તઆલાના ઝિક્રમાં મશગૂલ રહેતો હતો. એ વેળા ન ખાવાનો એહસાસ થતો હતો કે ન કુદરતી હાજતોનો એહસાસ થતો હતો !''

## આપના પર બુઝુર્ગોની તવજ્જુહ

'દુર્રે લાસાની' ભાગ : ૧, પત્ર નં. : ૨૧૦ ની આગાહીમાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) ફરમાવે છે :

''એક વખતે થોડાં અરસામાં, ખ્વાબની હાલતમાં મેં જોયું કે હઝરત મિરઝા મઝહરે જાનેજાનાં શહીદ રહમતુલ્લાહિ અલયહિએ મારા બન્ને હાથો પોતાના મુબારક હાથોમાં પકડીને સાત દિવસ અને (સાત) રાત સુધી સતત મને તવજ્જુહ આપી. સૂરજ સાત દિવસ સુધી બરાબર (એના) નક્કી સમયે, બાર–બાર કલાક પછી, ઊગતો અને આથમતો રહ્યો. હકીકતે હાલને અલ્લાહ તઆલા જ ખૂબ જાણે છે.''

ઈમામે તરીકા હઝરત ખ્વાજા બહાઉદ્દીન મુહમ્મદ નકશબંદ (રહ.) તેમજ હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.) તેમજ બીજા મહાન ઔલિયાએ કિરામ (રહ.)ની પણ આપ પર ખુસૂસી તવજ્જુહ હતી.

## આપના મરતબાનો અંદાઝો

મારા હઝરત સાહબ દામત બરકાતુહુમ ફરમાવે છે કે :

''ફુતૂહુલ હરમૈન' (કિતાબ) છપાઈ ગયા પછી એક દિવસે હઝરત અલયહિર્રહમતે નિહાયત મુહબ્બતથી ફરમાવ્યું કે :

''અબ્દુર્રહીમ ! આ કિતાબમાં ભૂલથી બે બનાવો એવા લખાઈ ગયા છે કે જો કોઈ તાલિબે હક, તસવ્વુફની ઈસ્તિલાહોથી

જાણકાર હોય અથવા આરિફોની સુહબત તેને મળેલી હોય તો તે આ બન્ને બનાવોથી મારા મરતબાનો અંદાજો લગાવી શકે છે. એક બનાવ, 'ઈત્તિસાલે રૂહાની'નો છે અને બીજો બનાવ 'ઝિમ્તિય્યતે કુર્બા'નો છે.''

**ઈત્તિસાલે રૂહાનીના મહાન મરતબાથી આપ મુશર્રફ હતા**

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ 'ફુતૂહુલ હરમૈન'માં લખે છે કે :

''એક દિવસે મેં ખ્વાબમાં જોયું કે મારો ઈન્તિકાલ થઈ ગયો છે અને મારી કબર પર નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામ તેમજ (કાદિરિય્યહ તરીકાના ઈમામ) મહબૂબે સુબ્હાની શયખ અબ્દુલ કાદિર જીલાની અલયહિર્રહમત (ફાતિહાના માટે) તશરીફ લાવ્યા. એ જ વેળા મારી કબર ખૂલી ગઈ અને (મારું શરીર અરધા કરતાં વધારે કબરની બહાર આવી ગયું) અને હું કબરમાં નબીએ કરીમ અલયહિત્તહિય્યતુ વત્તસ્લીમની તરફ ધ્યાનિત થઈને બેઠો. તે વેળા આપે એવો કરમ ફરમાવ્યો કે મારો ચહેરો નબીએ કરીમ અલયહિત્તહિય્યતુ વત્તસ્લીમના જેવો થઈ ગયો. (થોડી વાર પછી મારો ચહેરો ફરી પાછો અસલી હાલતમાં આવી ગયો.)''

મારા હઝરત સાહબ દામત બરકાતુહુમ ફરમાવે છે કે :

''એને જ તસવ્વુફની ઈસ્તિલાહમાં 'ઈત્તિસાલે રૂહાની' કહે છે. નબીએ કરીમ અલયહિત્તહિય્યતુ વત્તસ્લીમ જોડે 'ઈત્તિસાલે રૂહાની' ધરાવનાર અકાબિરીન હરેક ઝમાનામાં હોતા નથી. કયારેક હોય છે અને કયારેક નથી હોતા. જયારે પણ હોય છે ત્યારે ખલ્કે ખુદાના માટે બાઈસે રહમત હોય છે.''

## ઝિમ્નિય્યતે કુબ્રાના મહાન મરતબાથી આપ મુશર્રફ હતા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ 'ફુતૂહુલ હરમૈન'માં લખે છે કે :

"એક દિવસે મેં ખ્વાબમાં જોયું કે નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામ તશરીફ ફરમાવેલ છે અને આપનું મુબારક જિસ્મ બે ભાગમાં તકસીમ થઈ ગયું અને આપના મુબારક જિસ્મના એ બન્ને હિસ્સાએ મારા જિસ્મને પોતાનામાં સમાવી લીધું ! થોડી વાર પછી જોઉં છું કે હું અલગ છું અને હુઝૂર અલયહિસ્સલાતુ વસ્સલામ અલગ તશરીફ ફરમાવેલ છે."

હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવે છે કે :

"આ કૈફિયતને તસવ્વુફની ઈસ્તિલાહમાં 'ઝિમ્નિય્યતે કુબ્રા' કહેવામાં આવે છે. આ નિસબત અને શાનવાળા અકાબિરીન પણ હરેક ઝમાનામાં જોવામાં આવતા નથી."

## જેમના મુરીદ આવા મહાન મરતબાવાળા હોય !

હઝરત બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ રહિમહુલ્લાહુ નામના એક બુઝુર્ગ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખાદિમ અને ખલીફા હતા.

મારા હઝરત સાહબ દામત બરકાતુહુમ ફરમાવે છે કે :

"હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ મુઝ ખાદિમથી ફરમાવ્યું હતું કે :

"હે અબ્દુર્રહીમ ! એક દિવસે હું બાબા અબ્દુસ્સમદ ખાન સાહબના હુજરા પર ગયો અને મેં બારણું ખોલ્યું તો શું નિહાળું છું કે જે બિસ્તર પર બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ આરામ

ફરમાવી રહ્યા છે તે જ બિસ્તર પર તેમની બાજુમાં જ હઝરત નબીએ કરીમ અલયહિસ્સલામ પણ આરામ ફરમાવી રહ્યા છે અને બાબા અબ્દુસ્સમદ ખાન સાહબનું શિર હઝરત નબીએ કરીમ અલયહિસ્સલામના મુબારક હાથ પર મૂકેલું છે ! ''

મારા હઝરત સાહબ દામત બરકાતુહુમ ફરમાવે છે કે :

''એ 'મકામે મુહમ્મદી' સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ છે. જેમના ખાદિમ 'મકામે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ' જેવા અત્યંત ઉચ્ચ મકામના ફયઝાનથી મુશર્રફ હોય, તેમના શયખે કામિલના તરક્કીએ દરજાતનો અંદાઝો કોઈ શું લગાવી શકે ! ''

## આપને સેંકડો વખત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમની ઝિયારત થઈ હતી

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુ પર અલ્લાહ તઆલાની અને હુઝૂર પુરનૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અપાર મહેરબાની, કરમ અને ઈનાયત હતી. આપ હિજરીસન ૧૩૬૫ મુતાબિક ઈસ્વીસન ૧૯૪૫ માં ૯૫ (પંચાણું) વરસની ઉંમરે હજ અદા કરવા માટે તશરીફ લઈ ગયા હતા ત્યારે પોણા બે મહિના મક્કએ મુઅઝઝમામાં હાજર રહ્યા પછી લગભગ સાડા ત્રણ મહિના રોઝએ અકદસ અને હરમે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં હાજરીની સઆદત હાસિલ કરી. એ મુબારક પ્રવાસમાં દરબારે ખુદા અને દરબારે રિસાલત પનાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં આપ રહિમહુલ્લાહુને કેવા કેવા અદભૂત ઈનામો અને ઈકરામોથી નવાઝવામાં આવ્યા હતા તેનું રસિક બયાન આપે પોતાની કિતાબ 'ફુતૂહુલ હરમૈન ફી મુબશ્શિરાતે રસૂલિસ્સકલયન'માં કરેલું છે જે વાંચવાથી ઈમાન તાજું થાય છે, દિલમાં ઈશ્કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ધોધ વહે છે અને આંખો આંસૂ ભીની થઈ જાય છે.

મજકૂર કિતાબમાં આપ રહમતુલ્લાહિ અલયહિ લખે છે કે :

‘‘હું હજના માટે મક્કએ મુઅઝઝમામાં અને મદીનએ મુનવ્વરામાં હાજર થયો એનાથી પહેલાં હિન્દુસ્તાનમાં ખુદાના ફઝલથી અને નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામના કરમથી અને પીરાને ઈઝામ રહમતુલ્લાહિ અલયહિમ અજમઈનના સદકહથી મને લગભગ એક સો ચાલીસ (૧૪૦) વખત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ ચૂકી હતી.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કરમથી સાડા ત્રણ મહિના રવઝએ પાક પર હાજર રહ્યો (ત્યારે) લગભગ દરરોજ હુઝૂર અલયહિસ્સલામ મને પોતાની ઝિયારતથી મુશર્રફ ફરમાવતા રહ્યા. કયારેક જ કોઈ દિવસ એવો વિત્યો હશે કે પોતાની બદનસીબીથી મહરૂમ રહ્યો હોઈશ.’’

**ફરિશ્તાઓને વકફ ઈમારતનું બાંધકામ કરતા જોતા હતા**

મારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિનું બયાન છે કે :

‘‘જયારે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ ‘મદ્રસએ તાલીમુલ ઈસ્લામ’ની આવક માટે વકફ ઈમારત બનાવી રહ્યા હતા ત્યારે તેની બરાબર સામે જ આપના સમકાલીન મુનશી ઈનાયતુલ્લાહ પોતાના રહેવા માટેની ઈમારત બનાવતા હતા.’’

એક દિવસે (તેઓ) ફરમાવવા લાગ્યા કે :

‘‘હઝરત મૌલાના ! આ વાત મારી સમજમાં નથી આવતી કે આપને ત્યાં મઝદૂરની એક જોડી કે એક મઝદૂર અને એક કડિયો

કે બે મઝદૂર અને બે કારીગર કામ કરે છે જયારે મારે ત્યાં બબ્બે–ત્રણ–ત્રણ કે ચાર–ચાર જોડી મઝદૂર કામ કરે છે છતાં એનું પરિણામ એ આવે છે કે આપને ત્યાં કામ વધારે થાય છે અને મારે ત્યાં ઓછું થાય છે ! આ વાત મારી સમજમાં નથી આવતી.''

ઈદૂ મિયાં જેઓ મિસ્ત્રી (બાંધકામના નિષ્ણાત) હતા તેઓ, ત્યારે હઝરતના બાંધકામોમાં સહાયક હતા. તેઓ હઝરતની સાથે હતા.

હઝરત સાહબે (મુનશી ઈનાયતુલ્લાહ)થી ફરમાવ્યું કે :

''આપને ત્યાં બબ્બે, ત્રણ–ત્રણ, ચાર–ચાર જોડી કામ કરે છે (છતાં) કામ મારે ત્યાં વધારે થાય છે અને આપને ત્યાં ઓછું થાય છે એ વાત બિલકુલ સાચી છે.''

વાત આવી ગઈ અને ખતમ થઈ ગઈ. મુનશી સાહબ ખામોશ થઈ ગયા.

થોડે દૂર આગળ ગયા પછી હઝરત ફરમાવવા લાગ્યા :

'ઈદૂ મિયાં ! તમે જોયું મુનશીજી તમને શું ફરમાવી રહ્યા હતા ? '

તેમણે કહ્યું :

''હાં, હઝરતજી ! આ વાત તો સમજમાં નથી આવતી ! ''

હઝરતે ફરમાવ્યું :

''ઈદૂ મિયાં તેઓ સાચું કહી રહ્યા હતા. હું મારી આંખોથી જોઉં છું કે (આપણું) જે કામ કડિયાઓ અધૂરું છોડી જાય છે, ફરિશ્તાઓ તેને પૂરું કરી લે છે ! ''

['જામિઅહકી કહાની બાનીએ જામિઅહકી ઝુબાની'
'હિદાયત' ઉર્દૂ માસિક, જિલ્દ : ૩, અંક : ૨ + ૩, પાનું : ૨૯]

<u>**સૂરતની મસ્જિદમાં આપે ફરિશ્તાઓને જોયા**</u>

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ ઈન્તિકાલથી પહેલાં અંતિમ દૌરહ પર નીકળ્યા હતા ત્યારે એક રાત્રે સૂરતમાં સગરામપૂરાની હિદાયત મસ્જિદમાં ઈશાની નમાઝ બાદ ઝિક્રની મજલિસ દરમિયાન મુરાકબહના અંતે શિર ઉઠાવીને આપે ફરમાવ્યું હતું કે :

"હે અઝીઝો ! આવી જ રીતે હમેશા ખુદાના ઝિક્રમાં લીન અને તલ્લીન રહ્યા કરો ! અત્યારે હું મારી આંખોથી નિહાળું છું કે ફરિશ્તાઓ તમને પોતાની હારોના હલકહ (વર્તુળ)માં ઘેરી વળ્યા છે ! "

[એ મજલિસમાં હાજર મુહતરમ ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ અને બીજા અનેક શખ્સોએ આ બનાવની આ લેખકને તસદીક ફરમાવી હતી.]

## આપે કલામે હક તઆલા સાંભળ્યો

'દુર્રે લાસાની' ભાગ : ૩, પત્ર : ૯૨ ની આગાહીમાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુ લખે છે કે :

"એક વખત મેં (હઝરત મુજદ્દિદે અલફેસાની (રહ.)ના મુબારક પત્રોનો) સાર અને સમજૂતી લખનાર હકીર (મુહમ્મદ હિદાયત અલી)એ પણ કલામે હક તઆલા સાંભળ્યો છે; (પરંતુ) એની કૈફિયત કોઈ પણ રીતે વર્ણવી શકાતી નથી ! "

## આપને કબરના હાલાત પણ દેખાતા હતા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિને 'કશ્ફે કુબૂર' (કબરના હાલાત જોવા જાણવાની દિવ્ય શકિત) પણ અલ્લાહ તઆલાએ આપી હતી.

'મેઅયારુસ્સુલૂક'માં પાના નંબર : ૪૭૯ પર આપ લખે છે કે :

"હું કેટલીયે વાર હઝરત સાહબની કબર શરીફ પર હાજર થયો છું તો મેં મુરાકબહની હાલતમાં જોયું કે હઝરત સાહબની કબર શરીફ જન્નતના બાગોમાંથી એક બાગ છે અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ ત્યાં તશરીફ રાખે છે."

## આપને પાર ગમન શક્તિ હાસિલ હતી

પ્રકાશના કિરણો જેવી રીતે કાચની આરપાર નીકળી જાય છે તેવી રીતે કોઈ પણ ભૌતિક ચીઝની આરપાર ચાલ્યા જવાની દિવ્ય શકિત અલ્લાહ તઆલાએ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિને આપી હતી.

મારા હઝરત સાહબ દામત બરકાતુહુમ ફરમાવે છે કે :

"મારા દાદી અમ્મા મને ફરમાવતા હતા કે તમારા દાદા સાહબે એક દિવસે મને ફરમાવ્યું કે જેવી રીતે હઝરત કપ્ટાન સાહબ રહમતુલ્લાહિ અલયહિને અલ્લાહ તઆલાએ ચીઝોની પાર ચાલ્યા જવાની શકિત આપી હતી તેવી શકિત મને પણ આપી છે. તમારે અનુભવ કરવો હોય તો જુઓ ! હું મકાનની બહાર ચાલ્યો જાઉં છું. તમે અંદરથી બારી–બારણાં બધું બંધ કરીને, સાંકળ ચઢાવીને પછી મને અવાજ આપજો, હું (બારી–બારણાં ખોલવા વગર તેની આરપાર થઈને) તરત જ તમારી સામે હાજર થઈ જઈશ ! અને ખરેખર, મારા આશ્ચર્ય વચ્ચે, આપે મને ત્રણ વખત એ રીતે કરી બતાવ્યું ! "

## આપ આવા બુલંદ મરતબાવાળા હોવા છતાં આખિરતની ચિંતાથી રડતા હતા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ફરમાવતા હતા કે :

એક દિવસે રાતે ઈશાની નમાઝ બાદ મકાનના માળ ઉપર દાદા સાહબ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ એક કિતાબનું મેટર મોઢે બોલતા હતા અને હું લખતો હતો.

અચાનક બહારથી કૂતરાઓનો મોટે મોટેથી ભસવાનો અને રડવાનો અવાજ આવ્યો.

દાદા સાહબ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહુ ઊભા થઈને બારી પાસે ગયા અને બહાર ડોકિયું કર્યું.

બહારનું મંઝર (દૃશ્ય) જોતાં જ આપ બેફામ રડવા માંડયા. આપની આંખોમાંથી આંસૂઓની ધારાઓ વહેવા માંડી !

કેટલાક સમય સુધી આપ એ જ પ્રમાણે રડતા રહ્યા જયારે શાંત થયા ત્યારે મેં આપને રડવાનું કારણ પૂછયું.

આપે ફરમાવ્યું કે :

''અબ્દુર્રહીમ ! મરણ પામેલા કૂતરાઓના પગોમાં દોરડી બાંધીને ભંગીઓ તેમને ખેંચીને, ઘસડીને લઈ જતા હતા. એ જોઈને મારી આંખો સામે આખિરતનો મંઝર (દૃશ્ય) આવી ગયો !

આખિરતમાં ગુનહગારોના પગોને પકડીને, ખેંચીને, ઘસડીને, ફરિશ્તાઓ એવી જ રીતે જહન્નમમાં લઈ જશે !

એટલે આખિરતની ચિંતાથી મારું દિલ કાંપી ઉઠયું કે ન જાણે આખિરતમાં શું અંજામ થશે !

અને એના કારણે મને રડવું આવ્યું.''

## જેમના મિત્ર આવા મહાન મરતબાવાળા હોય !

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુ પોતાની કિતાબ 'અહસનુત્તકવીમ'માં ફરમાવે છે :

મારા એક માનનીય બુઝુર્ગ મને કોઈ કોઈ વખત ફરમાવતા કે, તેમના જન્મથી અગાઉ તેઓ કેટલીયે વખત રૂહના સ્વરૂપમાં સિફતો સહિત હઝરત સય્યિદ ઈમામ અલી શાહ સાહબ રહિમહુલ્લાહુના ઝિક્રના હલ્કહમાં હાજર થતા હતા. વળી હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની શિકલ અને સૂરત કેવી હતી અને મસ્જિદમાં હલકહની જગા કેવી હતી તે પણ ફરમાવતા હતા જો કે તેઓ હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના (ગામ) મકાન શરીફમાં કદાપિ ગયા નથી અને વળી એ બુઝુર્ગના જન્મ પહેલાં તો હઝરત સય્યિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ઈન્તિકાલ ફરમાવી ચૂકયા હતા !

વળી જે બુઝુર્ગે મને (ઉપરની હકીકત બતાવી હતી) તેમની બુઝુર્ગીનો સબળ પુરાવો એ છે કે જયારે હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલામની ઝિયારત મને ખ્વાબમાં થઈ ત્યારે મેં અર્ઝ કરી કે :

> ‘‘હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મને પોતાની સાથે મદીનહ મુનવ્વરહ લઈ ચાલો ! હું ત્યાં જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર રહીશ ! ’’
>
> તો હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યો :
>
> ‘‘તું હિન્દુસ્તાનમાં (જ) રહે અને ફલાણાં શખ્સની ખિદમતમાં જતો રહે ! ’’

○ મને એનાથી પહેલાં એટલી ખબર હતી કે એ બુઝુર્ગને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત જાહેરી આંખો વડે જાગતામાં થયા કરે છે અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એમના પર ખૂબ જ મહેરબાની છે.

○ કેટલીક વેળા સામાન્ય મુર્દાઓ અને અલ્લાહ તઆલાના મકબૂલ બંદાઓ (પોતાની) કબરોમાંથી મોટા અવાજે કહ્યા કરતા કે :
‘‘નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પ્યારો આવે છે ! ’’

○ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ 'અહસનુત્તકવીમ'માં ઉપર પ્રમાણે જેમની મહાન સિફતો બયાન ફરમાવી છે તે મહાન બુઝુર્ગ કોણ તે જાણો છો ? તેઓ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના પીરભાઈ અને પરમ મિત્ર હઝરત ફયઝ મુહમ્મદ ખાન સાહબ (રહ.) છે પરંતુ 'હઝરત કપ્ટાન સાહબ' (રહ.)ના નામે વધારે જાણીતા છે. એક તરફ આપ સાહિબે દિલ, સાહિબે કશ્ફ, આશિકે રસૂલ, નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પ્યારા, વલીએ કામિલ હતા તો બીજી તરફ આપ એક શૂરવીર સૈનિક અને જયપૂર રાજયના લશ્કરમાં 'કેપ્ટન' (સેનાપતિ)ના ઉચ્ચ હોદ્દા પર હતા. એટલે 'કપ્ટાન સાહબ' કહેવાતા હતા.

આગળના પ્રસંગમાં ઉલ્લેખ આવી ગયો છે તેમ અલ્લાહે આપને પણ ચીઝોની પાર ચાલ્યા જવાની દિવ્ય શકિત આપી હતી જેનો અનુભવ આપે એક વેળા જયપૂરના મહારાજા માધોસિંહને પણ કરાવ્યો હતો. મહારાજા માધોસિંહ આપનો ખૂબ જ આદર કરતા હતા. અને આપની સલાહ લીધા વિના કોઈ કામ કરતા ન હતા. આવા મહાન હતા હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના પીરભાઈ અને પરમ મિત્ર ! આપનો મઝારે મુબારક જયપૂરમાં ઘાટગેટ કબ્રસ્તાન તરફ જતાં રસ્તામાં આવતા અંકૂર સિનેમાની આગળના કમ્પાઉન્ડમાં છે. જેમના મિત્ર આવા મહાન હોય તેમના વિશે કોઈ શું લખે ?

## આપની સૌથી મોટી કરામત

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિની સૌથી મોટી કરામત એ હતી કે આપ શરીઅત અને સુન્નતના ચુસ્ત પાબંદ હતા.

મારા હઝરત સાહબ દામત બરકાતુહુમ ફરમાવે છે કે :

"મારા દાદી અમ્મા મને ફરમાવ્યા કરતા હતા કે જયારથી તમારા દાદા જોડે મારી શાદી થઈ છે ત્યારથી તમારા દાદાની તહજ્જુદની એક પણ નમાઝ કઝા થયેલી મેં જોઈ નથી !"

જો તહજ્જુદની નમાઝ વિષે આપ (રહ.) આટલા ચુસ્ત અને ચીવટવાળા હોય તો શરીઅતની અન્ય બાબતોના આપ કેટલા પાબંદ હશે !

આપ પોતે પોતાની એક નઝમમાં ફરમાવે છે કે :

**જો કરે દઅવએ વિલાયત હો શરીઅતકે ખિલાફ,**
**જાન લો કાઝિબ હય વોહ બસ ઈસ સિવા કુછ ભી નહિ.**
**મત બના સૂરત ફકીરોંકી ન હો મશહૂર તૂ,**
**મુત્તબએ ખૈરુલ બશર (સ.) હો બસ ઈસ સિવા કુછ ભી નહિ.**

## આપે નિર્માણ કરાવેલી અવકાફની ઈમારતો

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુને દીની દર્સગાહો અને ઈલાહી ઈબાદતગાહો બાંધવામાં ખાસ રસ હતો. આપે અથાગ મહેનત અને લાખો રૂપિયાનો ખર્ચ કરીને જયપૂરમાં નિર્માણ કરેલા અવકાફ પૈકી કેટલાક નીચે પ્રમાણે છે :

- મસ્જિદે હેઝુમ ફરોશાન
- મદ્રસએ તાલીમુલ ઈસ્લામ
- હિદાયત મસ્જિદ
- મદ્રસએ તજવીદુલ કુર્આન
- મહેમાન ખાનું
- હિદાયત બાગ
- ઉપરોકત અવકાફના નિભાવ માટે મિરઝા ઈસ્માઈલ રોડ પર બાંધેલી બે માળની વિશાળ અને ભવ્ય ઈમારત

મજકૂર વકફોના અને બીજા ખૈરના કામો માટે શેઠ ફકીરભાઈ મનિયાર વલસાડીએ તે ઝમાનામાં (સો વરસ પહેલાં) હઝરતને ૮૦ (એંસી) હઝાર રૂપિયા દાનમાં આપ્યા હતા જેનું આજે કરોડો રૂપિયા મૂલ્ય થાય ! એમનું જીવનચરિત્ર 'વલસાડના ચાર નકશબંદી

ઔલિયા' કિતાબમાં લખ્યું છે.

- આ અવકાફની વિશિષ્ટતાઓ પૈકી એક એ છે કે એના બાંધકામમાં ફરિશ્તાઓ પણ ભાગ લેતા હતા. એને લગતો બનાવ ઉપર આવી ગયો છે.
- બીજી વિશિષ્ટતા એ છે કે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર સદકએ જારિયહ અને વકફ મિલ્કતોમાં ઘણી વેળા હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત કરેલી છે જેમાંથી કેટલાક પ્રસંગો આપે 'ફુતૂહુલ હરમૈન'માં પણ લખેલા છે. આપની ખિદમતો મકબૂલ અને મુસ્તજાબ હોવા વિષે એનાથી વિશેષ પુરાવો શું હોઈ શકે !

## આપનું ઘરેલું અને સંસારી ફકીરી જીવન

સૌથી પ્રથમ હું હઝરતે પોતાના સૂરતના એક ખાસ મુરીદ અને ખાદિમ મુહતરમ શમ્સુદીનભાઈને લખેલો એક પત્ર અહીં નકલ કરું છું. જેમાંથી આપના ફકીરી, નિર્ધન જીવનની ઘણી વાતો સાફ જાહેર થાય છે.

## હઝરતનો મુબારક પત્ર

મુકર્રમી શમ્સુદીન સાહબ,

**અસ્સલામુ અલયકુમ**

બહોત રોઝસે આપકા ખત નહીં આયા.

મેરી લડકીકી શાદી સાથ ખૈરકે હો ગઈ, લેકિન શાદીકે મોકે પર ઐસે ખર્ચ નિકલ આયે હૈં જો ખ્યાલમેં બિલકુલ નહીં હોતે. ઈસ લિએ બઅઝ કર્ઝખ્વાહ (લેણદારો) ઝિયાદહ તકાઝા કરતે હૈં ઔર ઉનકે તકાઝાસે પરેશાની હોતી હૈ.

કઈ વઅદોંકા ઈફાઅ કરના હૈ. (ઘણાં વાયદાઓને પૂરા કરવાના છે.) ઈસ વાસ્તે સોચ કર આપકી તરફ લિખતા હૂં કે બસીગા

કર્ઝ (કર્ઝ તરીકે) બ ઝરીઅહ તાર (૭૫) રૂપિયા અગર ભેજ દે તો ઐન તકાઝા કરનેવાલોંકે તકાઝેસે સુબુકદૌસ હો જાઉંગા. (માંગદારોથી મુકત થઈ જઈશ.)

અલ્લાહ તઆલા આપકો જઝા દે ઔર યહ રૂપિયા ઈન્શાઅલ્લાહ યા તો દો–તીન મહીનામેં યહાંસે ભેજ દૂંગા. અગર યહાંસે મોકા ભેજનેકા ન હુવા, તો ઈન્શાઅલ્લાહ સૂરત આ કર, ઝિન્દગી બખૈર રહે તો, જરૂર ભેજ દૂંગા.

મૈં કભી કભી જનાબ મૌલવી ગુલામ રસૂલ સાહબસે રૂપિયા બ કદરે જરૂરત (જરૂરત પ્રમાણે) મંગા લિયા કરતા હૂં ઔર ફિર ઉનકો દે દેતા હૂં લેકિન મૌલવી સાહબકી હાલત આજકલ બવજહ મકાન નયા (બનાયા) ઔર લડકીકી શાદી ઔર કર્ઝદારીસે ઐસી નહીં હે જો મૈં ઉનકો લિખૂં.

મૈંને એક દો જગહસે ઔર ભી કુછ રૂપિયા મંગાયા લેકિન વોહ કાફી નહીં હુવા. ઔર કર્ઝદાર બાકી રહ ગએ. ચાર રોઝકે કરીબ ઉનસે વઅદહ કિયા હે. લિહાઝા આપ તારસે રૂપિયા ભેજે તો ફિર મૈં સનીચરકો ઈન્તિઝાર કરૂંગા.

**મુહમ્મદ હિદાયતઅલી**
૨૧, જૂન, ૧૯૩૯

**આ પત્રમાંથી જાહેર થતી બાબતો**

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના આ મુબારક પત્રમાંથી નીચેની કેટલીક બાબતો સાફ જાણવા મળે છે :

(૧) હઝરતની ઝિન્દગી ખૂબ જ તંગદસ્તી, નિર્ધનતા અને ગરીબીમાં વીતી હતી.
(૨) આપને વખતો વખત લોકો પાસે નાણાં કર્ઝ તરીકે લેવા પડતા હતા.

(૩) સમયસર કર્ઝ અદા નહીં કરી સકતા ત્યારે કર્ઝ આપનારાઓ આપને તકાઝા કરીને ખૂબ પરેશાન પણ કરતા હતા.

(૪) એક લેણદારે હઝરત પર કોર્ટમાં કરેલા કેસના કારણે હઝરતે બે મહીના જેલની સજા પણ ભોગવી હતી.

(૫) સૂરતના આપના ખલીફા મુહતરમ મૌલવી ગુલામ રસૂલ સાહબ અને આપના ખાસ મુરીદ મુહતરમ શમ્સુદ્દીનભાઈ સાથે હઝરતને ઘણો નજીકનો અંગત સંબંધ હતો એટલે બન્નેને આપ પોતાની પરિસ્થિતિ જણાવીને કર્ઝ તરીકે નાણાં આપવા જણાવતા હતા.

(૬) સૂરતના મજકૂર બન્ને બુઝુર્ગોને પણ પોતાના પીરો મુરશિદથી અપાર મુહબ્બત હોવાના કારણે પોતાના પાસે ન હોય તો બીજાના પાસે લઈને પણ હંમેશા નાણાં હઝરતને આપતા રહેતા હતા.

(૭) મુહતરમ મૌલાના ગુલામ રસૂલ સાહબે એક વખતે પોતાની બીવીના ઘરેણાં વેચીને પણ હઝરતને નાણાં મોકલ્યા હતા. એનો ઉલ્લેખ પ્રકરણ : ૩ માં એમના જીવનચરિત્રમાં કર્યો છે.

(૮) મુહતરમ શમ્સુદ્દીનભાઈનું જીવનચરિત્ર પ્રકરણ : ૬ માં લખ્યું છે.

## ૯૫ વરસની ઉંમરે સૂરતના ટેલર ફેમીલી સાથે હઝરતે હજ કરી

○ સૂરતમાં ભાગાતલાવના કાપડના પ્રતિષ્ઠિત વેપારીઓ :
મુહતરમ ઈસ્માઈલભાઈ ટેલર (મોટા ભાઈ)
મુહતરમ અબ્દુલ અઝીઝભાઈ ટેલર (નાના ભાઈ)
મુહતરમ યૂનુસભાઈ ટેલર (મોટા ભાઈના પુત્ર)
મુહતરમ હાશિમભાઈ ટેલર (નાના ભાઈના પુત્ર)

તેમજ એ તમામના પરિવાજનોએ ઈસ્વીસન ૧૯૪૫ માં હજમાં જવાનો ઈરાદો કર્યો.

○ એ તમામ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ

અલયહિના મુરીદો, અકીદતમંદો અને ખાસ ચાહકો હતા.

○ તેમની ખાસ ઈચ્છા હતી કે હઝરતને પણ સાથે હજમાં લઈ જવા અને એમની ખિદમતની તેમજ એમનાથી નિકટ રહી ફયઝ મેળવવાની સઆદત હાસિલ કરવી.

○ તેમણે હઝરતને એ માટે ગુઝારિશ કરી.

○ તે વખતે હઝરતની ઉંમર ૯૫ (પંચાણું) વરસ હતી છતાં એમના ખુલૂસ અને મુહબ્બતના કારણે એમની ગુઝારિશને મંજૂર કરી.

## <u>હજના એ પ્રવાસમાંથી આવ્યા બાદ હઝરતે 'ફુતૂહુલ હરમૈન' નામની કિતાબ લખી</u>

○ હજના એ પ્રવાસમાંથી પાછા આવ્યા બાદ ઈસ્વીસન ૧૯૪૯ માં ગૈબી ઈશારાના અને તકાઝાના કારણે હઝરતે 'ફુતૂહુલ હરમૈન' નામથી કિતાબ લખી.

○ એમાં આપે સૂરતના આપના મેઝબાન મજકૂર ટેલર પરિવારની ખિદમતોનો ઉલ્લેખ નીચે પ્રમાણે કરેલો છે :

''મારા મિત્ર હાજી ઈસ્માઈલ સાહબ ટેલર સૂરતી (અને એમના પરિવારજનોએ) હજની સફરના દિવસોમાં :

મારી ઘણી ખિદમત કરી.

○ મને દરેક પ્રકારનો આરામ પહોંચાડયો.

○ એમના ઘરની ઓરતોએ પણ (એમને સાથ અને સહકાર આપ્યો.)

અલ્લાહ તઆલા એ તમામને બન્ને જહાનમાં અજર આપે અને ખૂશ તથા આબાદ રાખે. આમીન !

બિ હક્કિ સય્યિદિલ મુરસલીન અલયહિસ્સલાતુ વસ્સલામ''

[‘ફુતૂહુલ હરમૈન’ ઉર્દૂ પાનું : ૨૪]

○ 'ફુતૂહુલ હરમૈન'ના ગુજરાતી, હિન્દી અને અંગ્રેજીમાં પણ અનુવાદો

પ્રગટ થઈ ગયા છે.

### હજના આ સફરમાં દરબારે ખુદા અને દરબારે રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં થયેલી અદભુત ઈનાયત વર્ષાનું બયાન

- હજના આ સફરમાં દરબારે ખુદા અને દરબારે રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં અદભુત ઈનાયતો અને નવાઝિશોની જાણે વર્ષા થઈ.
- એ અદભુત, મનમોહક, દિલનશીન, હેરતઅંગ્રેઝ, અસંખ્ય બનાવોનું વર્ણન હઝરતે 'ફુતૂહુલ હરમૈન' કિતાબમાં કરેલું છે.
- એને વાંચવાથી મુહબ્બતે ઈલાહી જલ્લે અલાનો અને મુહબ્બતે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો જઝબહ અને જોશ પૈદા થાય છે.

### સૂરતના ટેલર પરિવાર પાસે જાણવા મળેલા હજના આ સફરના બીજા કેટલાક મહત્ત્વના વધારાના બનાવો

- આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાને હઝરત મૌલાના શાહ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિની સાથે ટેલર પરિવારના ઘરે જવાનો અનેક વખત મોકો મળ્યો હતો.
- મારી વિનંતીને માન આપીને આ હજના બે સભ્યો મુહતરમ અબ્દુલ અઝીઝભાઈ ટેલર અને તેમના સાહબઝાદહ હાશિમભાઈ ટેલરે આ હજના કેટલાક બનાવો લખીને મને મોકલ્યા હતા જેમાંથી વાંચકોની ખિદમતમાં કેટલાક બનાવો અહીં લખું છું.

### હઝરતે દમ કરીને આપેલી લોટની ગોળીઓ દરિયામાં નાંખતા જ તોફાન શમી ગયું !

૨૩, ઝિલકઅદહ, ૧૩૬૫ હિજરીસન મુતાબિક ઈસ્વીસન ૧૯૪૬ ના દિવસે, મગરિબના સમયે મુંબઈ બંદરેથી 'ખુસરૂ' નામની

સ્ટીમરમાં સૂરતની ટેલર ફેમીલી સાથે હઝરત હજ માટે રવાના થયા.

મુહતરમ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર સાહબ તથા આપના પુત્ર મુહતરમ હાજી હાશિમભાઈ ટેલર સાહબ લખે છે કે :

હજમાં જતી વેળા રસ્તે દરિયામાં ભારે તોફાન થયું. સ્ટીમર જાણે હિંડોળાની જેમ હાલક–ડોલક થવા માંડી. સૌ પ્રવાસીઓના જીવ ટાળવે ચોંટી ગયા. હવે શું થશે ? એવી ફાળ સૌના દિલમાં પડી.

હઝરતે ફરમાવ્યું કે :

"લોટને ગૂંદીને ગોળીઓ બનાવીને મને આપો !"

આપના હુકમ પ્રમાણે લોટને ગૂંદીને તેની નાની નાની ગોળીઓ બનાવીને આપવામાં આવી.

આપે કંઈક પઢીને મજકૂર લોટની ગોળીઓ પર દમ કર્યો અને એ પછી એ ગોળીઓને દરિયામાં નાંખી દેવા ફરમાવ્યું.

લોટની ગોળીઓને દરિયામાં નાખતાં જ તોફાન શમી ગયું અને સૌના જીવ હેઠે બેઠાં !

## વીસ વરસ પહેલાં હઝરતે ખ્વાબમાં જોયેલું મકાન ભાડેથી મળી ગયું !

નવમાં દિવસે આપનું જહાઝ (સ્ટીમર) જિદ્દહ પહોંચ્યું. જિદ્દહથી આપ સાથીઓ સહિત મક્કા મુઅઝઝમહ પહોંચ્યા.

મુહતરમ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર અને
મુહતરમ હાજી હાશિમભાઈ ટેલર લખે છે કે :

અમે હઝરત સાથે મક્કા મુઅઝઝમહ પહોંચી એક મકાનમાં કામ ચલાઉ ઉતારો કર્યો અને બીજા સારા ઘરની શોધ શરૂ કરી. હઝરત અમારી સાથે હોવાથી અમે એવી ફેસીલીટી (સગવડ)વાળું મકાન

શોધતા હતા કે જે :

ન દૂર હોય,
ન ઊંચે માળ ઉપર હોય, બલકે
વિશાળ અને દરેક પ્રકારના અલગ ખંડોવાળું હોય,

કે જેથી હઝરત અને અમારા બન્ને ભાઈઓના પરિવારો અલગ અલગ ઓરડાંઓમાં રહી શકે.

ઘર શોધતાં બે દિવસ નીકળી ગયા પરંતુ અમને જોઈએ તેવી ફેસીલીટી (સગવડ)વાળું મકાન મળ્યું નહિ.

હઝરતે અમને પૂછયું કે :

"મકાન નથી મળતું ? "

હાજી ઈસ્માઈલભાઈએ કહ્યું કે :

"હાં, હઝરત ! એવું જ છે."

હઝરતે ફરમાવ્યું કે :

"મીઝાબે રહમતની સામે મકાન (ખાલી) છે.
(ત્યાં તપાસ કરો ! ) "

અમે ત્યાં જઈને તપાસ કરી. અમે જોયું કે ખરેખર અમને જેવી ફેસીલીટી (સગવડ)વાળું મકાન જોઈતું હતું તેવું જ મકાન ખાલી હતું. ગ્રાઉન્ડ ફલોર (ભોંય તળિયે) હઝરતના માટે વિશાળ રૂમ અને માળ ઉપર ત્રણ રૂમો અને રસોડું પણ હતા !

મકાન જોઈને અમે નવાઈ પામ્યા.

અમે હઝરતને પૂછયું કે :

'હઝરત ! આપે કેવી રીતે બતાવ્યું કે અહીં આ મકાન ખાલી છે ? ! '

હઝરતે ફરમાવ્યું કે :

“ઘણાં વરસ પહેલાં મેં ખ્વાબ જોયો હતો કે હું હજ પઢવા માટે આવ્યો છું. આ મકાન અને આ રૂમ (ઓરડો) જેમાં આપણે બેઠાં છીએ તે પણ મેં ખ્વાબમાં જોયા હતા.”

**વીસ વરસ પહેલાં જોયેલા એ ખ્વાબનું હઝરતે ‘ફુતૂહુલ હરમૈન’ કિતાબમાં કરેલું વર્ણન**

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કિતાબ ‘ફુતૂહુલ હરમૈન’માં મજકૂર ખ્વાબનું વર્ણન આ રીતે કર્યું છે :

એ હાજી ઈસ્માઈલ સાહબે મને (મક્કા મુકર્રમામાં) એવું મકાન લઈ આપ્યું કે, તેની એક બાજુ હરમ શરીફમાં હતી અને બીજી બાજુ હરમ શરીફની બહાર હતી.

તે મકાનમાં નિવાસ દરમિયાન હર વખત ખાનએ કઅબહ આંખોની સામે રહેતો હતો. મારી આંખો ખાનએ કઅબએ મુઅઝઝમહની ઝિયારતથી હરેક વખતે મુશર્રફ રહેતી હતી.

કઅબએ મુઅઝઝમહનો તે ભાગ મારા સામે રહેતો હતો, જેને હું જયપૂરમાં વીસ વરસ પહેલાં ખ્વાબમાં જોઈ ચૂકયો હતો, કે હું કઅબએ મુહતરમહનો પરદો પકડીને ઊભો છું. તે વખતે મારો સીનો ચિરાયો અને તેમાંથી સૂરજ નીકળ્યો, જેણે ઊંચે ચઢીને ઘણી જમીન રોશન કરી.

**૯૫ વરસની ઉંમરે પગે ચાલીને મીના ગયા**

- આઠમી ઝિલહજના દિવસે હઝરત ૯૫ વરસની ઉંમરે પણ પગે ચાલીને મક્કા મુઅઝઝમાથી મીના ગયા.
- મક્કા મુઅઝઝમાથી મીના લગભગ સાત કિલો મિટર દૂર છે.
- હઝરતની સાથે હજ માટે ગયેલા ટેલર પરિવારના સાથીઓ બસમાં

બેસીને મીના ગયા.

**<u>હઝરત મીનાથી અરફાત પણ પગે ચાલીને ગયા</u>**

મુહતરમ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર સાહબ અને મુહતરમ હાજી હાશિમભાઈ ટેલર જણાવે છે કે :

મીનાથી અરફાત અમે બસમાં જવાનું નક્કી કર્યું પરંતુ હઝરતે (૯૫ વર્ષની મોટી ઉંમર છતાં) પગપાળા ચાલીને જવાનું પસંદ કર્યું.

હાજી ઈસ્માઈલભાઈએ કહ્યું કે :

"હઝરત ! અરફાતમાં હજારો તંબૂઓમાંથી આપ અમને કેવી રીતે શોધશો ? "

હઝરતે ફરમાવ્યું કે :

"(તમે ચિંતા ન કરો ! ) હું આવી જઈશ ! "

અમે અરફાત બસમાં પહોંચ્યા અને અમારા તંબૂમાં હજુ અમે અમારો સામાન ગોઠવતાં જ હતા કે એટલામાં બહારથી હઝરતે બૂમ પાડી !

હાજી ઈસ્માઈલભાઈએ બહાર જઈને જોયું તો હઝરત ઊભા હતા !

હઝરતે ફરમાવ્યું કે :

"હાજી ઈસ્માઈલભાઈ ! આ પહેલો જ તંબૂ છે જયાં મેં બૂમ પાડી છે ! " (અર્થાત મારે આપનો તંબૂ શોધવો પડયો નથી ! )

**<u>નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની દાવતમાં હઝરતે ખાધેલી બિરયાનીની અનુપમ ખૂશ્બૂથી બન્ને ટેલર ભાઈઓ મુગ્ધ થઈ ગયા</u> !**

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ

રહમતુલ્લાહિ અલયહિના હજ પ્રવાસના સાથી મુહતરમ જનાબ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર, સૂરતી સાહબ બયાન કરે છે કે :

મદીનહ મુનવ્વરહમાં અમારા ઉતારાની નજીક હઝરતના ઉતારા માટે અલગ મકાન ભાડે રાખ્યું હતું. હઝરતના માટે ચા, નાશ્તો, ભોજન વગેરે પહોંચાડવાની ખિદમત મને સોંપવામાં આવી હતી.

એક દિવસે હંમેશ પ્રમાણે સવારે ચા–નાશ્તો લઈને હું હઝરતની ખિદમતમાં હાજર થયો.

હઝરતે ચા–નાશ્તો કરવાથી ઈન્કાર ફરમાવ્યો.

મેં આગ્રહ કર્યો તો આપે ફરમાવ્યું કે :

"ચા–નાશ્તો કરવા માટે આજે દિલ ચાહતું નથી !"

હું બધી સામગ્રી લઈને અમારા ઉતારા તરફ પરત જતો હતો.

રસ્તામાં હાજી ઈસ્માઈલભાઈ મળ્યા.

મેં તેમને વાત કરી કે હઝરત ચા–નાશ્તો કરવા ના પાડે છે.

તેમણે મને કહ્યું કે :

"મારી સાથે પાછા હઝરત પાસે ચાલો !
આપણે બન્ને ફરીથી હઝરતને આગ્રહ કરીએ !"

ચા–નાશ્તાની સામગ્રી લઈને અમે બન્ને હઝરત પાસે ગયા.

અમે બન્નેએ ચા–નાશ્તો કરવા માટે હઝરતને ઘણો આગ્રહ કર્યો.

અમારા અતિ આગ્રહના કારણે છેવટે આપે નાશ્તો ન કરવાનું રહસ્ય જણાવ્યું.

આપે ફરમાવ્યું કે :

"(નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી)

આજે મારી દાવત થઈ છે ! ''

તે પછી અમને એની ખાતરી કરાવવા માટે આપે પોતાનો જમણો હાથ અમારા નાક સામે ધર્યો તો તેમાંથી બેહતરીન બિરયાનીની ખૂશ્બૂ આવતી હતી !

અલ્લાહુ અકબર !

કહેવત છે કે :

અત્તરવાળાની દોસ્તીથી અત્તર ભલે મળે કે ન મળે,
ખૂશ્બૂ તો જરૂર મળે જ છે !

એ જ પ્રમાણે :

અલ્લાહવાળાઓની દોસ્તીથી પણ
જિંદગીમાં આવો મહામૂલો અવસર મળે છે !

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની
મુબારક બિરયાનીની બેહતરીન ખૂશ્બૂ સૂંઘવા મળવી
એ પણ કેટલી મોટી ખૂશનસીબી છે !

## અંગ્રેજ કેપ્ટને માલવાહક જહાઝમાં બેસાડીને આપને મુંબઈ પહોંચાડયા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના સૂરતના હજના સાથીઓ મુહતરમ હાજી અબ્દુલ અઝીઝભાઈ ટેલર સાહબ અને મુહતરમ હાજી હાશિમભાઈ ટેલર સાહબ જણાવે છે કે :

હજ પૂરી થયા બાદ હિન્દુસ્તાનના હાજીઓને પાછા હિન્દુસ્તાન લાવવા માટેની સૌથી છેલ્લી સ્ટીમરમાં અમારે હિન્દુસ્તાન પાછા ફરવાનું હતું.

પરંતુ હઝરત હજુ વધારે દિવસો રોકાવા ચાહતા હતા.

અમે કહ્યું કે :

“હઝરત ! આ છેલ્લી સ્ટીમર છે !

એના પછી હાજીઓને હિન્દુસ્તાન આવવા માટે બીજી કોઈ સ્ટીમર નથી !

એટલે પાછળથી આપ હિન્દુસ્તાન કેવી રીતે આવશો ? ! ”

હઝરતે વિશ્વાસપૂર્વક જણાવ્યું કે :

“(તમે ચિંતા ન કરો) ઈન્શા અલ્લાહ હું આવી જઈશ.”

અમે છેલ્લી સ્ટીમરમાં હિન્દુસ્તાન પાછા આવ્યા.
હઝરત ત્યાં જ રોકાઈ ગયા.
છેલ્લી સ્ટીમર ત્યાંથી રવાના થયા બાદ,
આશરે ૪૦ (ચાલીસ) દિવસો પછી,
આપે હિન્દુસ્તાન આવવાનો ઈરાદો ફરમાવ્યો.
આપ જિદ્દહ બંદરે આવ્યા.
બંદરમાં એક યુરોપિયન કારગો સ્ટીમર (માલવાહક જહાઝ) ઊભી હતી.
સ્ટીમરના કેપ્ટને જહાઝમાંથી હઝરતને જોયા.
તે નીચે ઉતરીને હઝરતની પાસે આવ્યો.

તેણે હઝરતને પૂછયું કે :

“કયાં જવું છે ? ”

હઝરતે ફરમાવ્યું કે :

“મારે હિન્દુસ્તાન જવું છે ! ”

કેપ્ટને આપને સ્ટીમરમાં બેસાડી લીધા !
મુંબઈ બંદરે પહોંચ્યા ત્યારે અંગ્રેજ કેપ્ટન પોતે હઝરતને

બંદરની બહાર મૂકવા માટે આવ્યો !

મુંબઈથી હઝરત સીધા સૂરત આવ્યા.

પાસપોર્ટ વગેરે પોતાના જરૂરી કાગળો અમને આપ્યા અને પોતે મુંબઈ કેવી રીતે પહોંચ્યા તેની વાતો કરી.

## આપના નેક બીવી સાહિબા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુની શાદી ચોવીસ વરસની ઉંમરે જયપૂરના પોષ્ટ માસ્તર સય્યિદ અહમદ અલી સાહબની સુસંસ્કારી પુત્રી સય્યિદહ ઝુબૈદહ સાથે થઈ હતી. આપનાં બીવી સાહિબા ખૂબ જ નેક, પરહેઝગાર, મુત્તકી, સાલિહા, સાબિરા અને ખિદમતગુઝાર ખાતૂન હતા. હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ જયારે આખી આખી રાત મુરાકિબ થઈને બેસી રહેતા હતા ત્યારે ઉનાળામાં આપ આખી આખી રાત હાથ વડે પંખો નાંખતા બેસી રહેતા હતા જેના કારણે હાથમાં આંટણ પણ પડી ગયા હતા. હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિને પણ આપના પ્રત્યે અપાર પ્રેમભાવ હતો અને આપના કલ્બની તરફ હમેશાં મુતવજિજહ રહેતા હતા. આ ખાલિસ ખિદમત અને આ તવજજુહ રંગ લાવી. અલ્લાહ તઆલાએ આપને પણ વિલાયતથી મુશર્રફ ફરમાવ્યા !

દાદી અમ્મા રહમતુલ્લાહિ અલયહાના ઈન્તિકાલ વખતે મારા મુરશિદ હઝરત મૌલાના શાહ અબ્દુર્રહીમ સાહબ (દા.બ.) જયપૂરમાં ન હતા એટલે આપના અંતિમ દીદાર કરી શકયા ન હતા. ઈન્તિકાલના ચાર મહિના પછી ભારે વરસાદના કારણે આપની કબર ધોવાઈને ખૂલી ગઈ.

મારા હઝરત સાહબ દામત બરકાતુહુમ ફરમાવે છે કે :

‘‘મને આ બાબતની જાણ થતાં જ હું તત્કાળ ત્યાં પહોંચી ગયો.

લાશ સ્પષ્ટ જોઈ શકાતી હતી. કફન જેવું ને તેવું અકબંધ હતું. તેના પર ડાઘ સુદ્ધાં પડયો ન હતો ! કબરમાંથી અનુપમ, અનોખી ખૂશ્બૂ રેલાતી હતી. દાદી અમ્માનો ચહેરો અને એક બાજુ ખૂલી ગયા હતા. દાદી અમ્મા જાણે ગાઢ નિદ્રામાં પોઢેલાં હતા. ચહેરા પરની ચામડી જીવતા માણસના જેટલી જ મુલાયમ હતી. વાળમાં ગુસલ પછીની ભીનાશ હજી તેવી જ હતી. વાળમાં મહેંદીનો રંગ પણ હજુ તેવો જ હતો !

મેં દાદી અમ્માને કપાળે ચુંબન કર્યું. આટલા લાંબા સમયે પણ અલ્લાહ તઆલાએ મારી દાદી અમ્માની આખરી ઝિયારત કરાવી તે બદલ શુક્ર અદા કર્યો. લાશને કબરમાં ફરીથી સારી રીતે દફન કરી પાણીનું વહેણ બદલાવીને કબરને ફરીથી નુકસાન ન થાય એવી પાકી વ્યવસ્થા કરી.''

## આપના સંતાનો (ઔલાદ)

આપને ચાર પુત્રો અને પાંચ પુત્રીઓ મળી નવ સંતાનો થયા. ચાર પુત્રોના નામો નીચે પ્રમાણે છે :

(૧) હકીમ મુહમ્મદ અલતાફ અલી ખાન સાહબ
(૨) હકીમ મુહમ્મદ શૌકત અલી ખાન સાહબ
(૩) મવલવી મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ
(૪) પ્રોફેસર જનાબ મુહમ્મદ અબ્દુલ કૈયૂમ 'નાતિક' સાહબ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)એ પોતાના તમામ સંતાનોને ઉચ્ચ તાલીમ અને તરબિયત આપી હતી.

## આપના ખલીફાઓ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના અનેક ખલીફાઓ પૈકી કેટલાક બુઝુર્ગોના નામો નીચે પ્રમાણે છે :

(૦૧) હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (દા.બ.)
(૦૨) હઝરત મવલાના સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ (દા.બ.)
(૦૩) હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ (દામત બરકાતુહુમ) (સૂરત)
(૦૪) હઝરત બાબા અબ્દુસ્સમદ ખાન સાહબ (રહમતુલ્લાહિ અલયહિ) (શયખાવાટી, જયપૂર)
(૦૫) હઝરત પીરજી નિઝામુદ્દીન સાહબ (રહમતુલ્લાહિ અલયહિ) (ઈસ્લામપૂરા, ઝુનઝુનૂ નજીક, રાજસ્થાન)
(૦૬) હઝરત હાફિઝ મવલવી ગુલામરસૂલ સાહબ (રહ.) (સૂરત)
(૦૭) હઝરત રઝા હુસયન સાહબ (રહિમહુલ્લાહ) (વલસાડ)
(૦૮) હઝરત માસૂમ અલી શાહ સાહબ (રહિમહુલ્લાહ) (જયપૂર)
(૦૯) હઝરત સય્યિદ મહમૂદ અલી સાહબ દહેલવી (રહ.) (કરાંચી)
(૧૦) હઝરત સૂફી અબ્દુર્રહીમ સાહબ (રહિમહુલ્લાહ) (નંદરબાર)
(૧૧) મવલાના શરીફ હસન સાહબ (રહિમહુલ્લાહ) (કાનપૂર)
(૧૨) હઝરત ગિયાસુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ (ઝુનઝુનૂ, રાજસ્થાન)

## હઝરતનો ઈન્તિકાલ

૧૭, જમાદિલ આખર, હિજરીસન ૧૩૭૦ મુતાબિક ૨૭, જૂન, ૧૯૫૧ ઈસ્વીસનના રોજ હઝરતે બપોરે ઈન્તિકાલ ફરમાવ્યો હતો. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

## કબર ખોદતી વખતે માટીમાંથી ખૂબ જ ઉમદહ અને તીવ્ર સુગંધ નીકળી જેનાથી આખું વાતાવરણ ખૂશ્બૂથી મઘમઘી ઉઠયું

જયપૂરમાં ઘાટ દરવાજા બહાર, શાહજીના કબ્રસ્તાનમાં, આપના પીરો મુરશિદના ચરણોની તરફ, આપની કબર ખોદવાની શરૂ કરવામાં આવી ત્યારે તેમાંથી ખૂબ જ ઉમદહ અને તીવ્ર સુગંધ

નીકળી જેનાથી આખું વાતાવરણ ખૂશબૂથી મઘમઘી ઉઠયું.

ત્યાં હાજર લોકો કહી રહ્યા હતા કે :

"આ કબર નથી બલકે જન્નતની કયારીમાંથી એક કયારી છે !"

['હિદાયત' ઉર્દૂ માસિક, જિલ્દ : ૩, અંક : ૧, પાનું : ૫૯]

## આશિકકા જનાઝહ હૈ ઝરા ધૂમસે નિકલે

મગરિબની નમાઝ બાદ, હઝરતનો જનાઝહ લઈને મકાનથી કબ્રસ્તાન જવા રવાના થયા. હઝારો મુસલમાનો ઉપરાંત સેંકડો ગેરમુસ્લિમો પણ જનાઝહમાં શરીક હતા. એટલા અસંખ્ય લોકો હતા કે ઘાટ દરવાઝાની બહાર કબ્રસ્તાન સુધી આશરે ત્રણ–ચાર કિલોમીટરનું અંતર હોવા છતાં જેણે એક વાર કાંધ આપી દીધી તેને બીજી વખત ભાગ્યે જ મોકો મળ્યો હશે !

જયારે જનાઝહ બજારમાંથી પસાર થયો ત્યારે હઝારો માણસો, મુસ્લિમો અને ગેરમુસ્લિમો પોત પોતાની દુકાનો છોડીને જનાઝહમાં શરીક થઈ ગયા. આખા રસ્તે લોકોએ એટલા ફૂલો વરસાવ્યા કે જનાઝહ પર ફૂલ જ ફૂલ દેખાતા હતા !

## દફન વખતે આપના મુબારક શરીરની નૂરાનિયત

દફન કરતી વેળા, જયારે આપના મુબારક જિસ્મને કબરમાં
ઉતારવામાં આવ્યું, ત્યારે શરીર મૃદુ અને મુલાલય હતું.
ચહેરા પર જરાયે મૃત્યુના ચિહ્નો જણાતા ન હતા.
બલકે એવું જણાતું હતું કે જાણે મુસ્કુરાતા મુખે આરામ ફરમાવી રહ્યા છે !
ચહેરા પર એટલી બધી નૂરાનિયત હતી કે એવી રોનક
અને ચમક–દમક કયાંય જોવા મળતી નથી.

**આપના મઝારે મુબારકની તખ્તી**

આપના મઝારે મુબારકની તખ્તી પર આપના પુત્ર મવલાના મુહમ્મદ અબ્દુલ હય ‘ફાઈઝ’ સાહબ રચિત નીચે પ્રમાણે તારીખનો કિતઅહ લખવામાં આવેલો છે :

**ઈલ્મે બાતિનકા ખઝાના લૂટ ગયા,**
**આહ ! વોહ મૌલાકા ઈન્આમ ઊઠ ગયા;**
**હાતિફે ગૈબીને ‘ફાઈઝ’સે કહા,**
**હસરતા ! એક કુતુબે ઈસ્લામ ઊઠ ગયા.**

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબની જાનશીનીની દસ્તારબંદી**

- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુએ પોતાની હયાતીમાં અનેક વખત, અનેક લોકો સમક્ષ ફરમાવ્યું હતું કે : ‘‘મારા પછી મારો અબ્દુર્રહીમ છે.’’
- આ ઈશારો આપના પછી આપની જાનશીની માટે હતો.
- દફન બાદ જયપૂરની હિદાયત મસ્જિદમાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈસાલે સવાબ માટે મજલિસ રાખવામાં આવી.
- જયપૂર શહેરના અને આખા દેશમાંથી પધારેલા સેંકડો મુરીદો અને અકીદતમંદો તથા ચાહકો એ મજલિસમાં હાજર હતા.
- ઈસાલે સવાબની દુઆ બાદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના સાહબઝાદહ અલ્લામહ મુહમ્મદ અબ્દુલ હય ‘ફાઈઝ’ સાહબે, હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહિમહુલ્લાહુની હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના જાનશીન તરીકે દસ્તારબંદી કરી.

૦ આપનો જન્મ ઈસ્વીસન ૧૯૨૦ માં થયો હતો.
૦ આપને જાનશીની ઈસ્વીસન ૧૯૫૧ માં મળી.
૦ એટલે એ વખતે આપની ઉંમર માત્ર ૩૧ (એકત્રીસ) વરસની હતી.

## ઈન્તિકાલ પછીની એક કરામત

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબના એક ખાસ ખાદિમ મુહતરમ મુહમ્મદભાઈ કડક, વલસાડી ફરમાવતા હતા કે :

હઝરતના ઈન્તિકાલને કેટલાક મહિના વિત્યા બાદ હું જયપૂર ગયો. એક દિવસે રાત્રે માળ ઉપર મહેમાન ખાનામાં સૂતો હતો ત્યારે અરધી રાત્રે મને ગુસલની હાજત થઈ. જયપૂરની હાડકાંને થિજાવી દે એવી સખત ઠંડી હતી. હવે શું કરવું ? ચિંતાએ મનને ઘેરી લીધું. ચાલ, નીચે તો જાઉં. અલ્લાહ તઆલા કોઈ ઈન્તિઝામ ફરમાવશે, એવું વિચારી હું ઊઠયો. નીચે જવા દાદરના પગથિયાં ઉતરવા માંડયો. એકાએક મેં જોયું કે નીચે દાદરના છેલ્લા પગથિયાં પાસે હઝરત સાહબ ઊભા છે અને મને સંબોધીને ફરમાવે છે :

> "મુહમ્મદભાઈ ! આવો ! ગુસલખાનામાં ગરમ પાણી, સાબૂ, ટુવાલ વગેરે મૂકેલું છે. તમે ગુસલ કરી લો !"

ગુસલની ચિંતા મારા મગજ પર એવી સવાર હતી કે હું તે વેળા બીજું કંઈ વિચાર્યા વિના ગુસલખાનામાં ઝડપથી ચાલ્યો ગયો. ત્યાં ખરેખર ગરમ પાણી, સાબૂ, ટુવાલ વગેરે બધું જ તૈયાર મૂકેલું હતું. ગુસલ કરતી વેળા એકદમ મારું મગજ ખૂલી ગયું કે, હઝરત સાહબનો તો ઈન્તિકાલ થઈ ગયેલો છે ! આપ અહીં કયાંથી ? ઝડપથી ગુસલ પતાવીને હઝરત સાહબની મુલાકાત માટે હું બહાર આવ્યો તો ત્યાં કોઈ મોજૂદ ન હતું !

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુના ખલીફા હઝરત પીરજી નિઝામુદ્દીન રહિમહુલ્લાહુએ હઝરતના પૌત્ર પર કરમ ફરમાવવાનું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી વચન લીધું

- મુહતરમ મુહમ્મદભાઈ કડક હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુના ખાસ મુરીદ અને ખાદિમ હતા.
- તે ઝમાનામાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુ વલસાડ તશરીફ લાવતા ત્યારે પંદર દિવસ, મહિનો, દોઢ મહિનો કે એના કરતાં યે વધારે દિવસો અહીં રોકાતા હતા.
- આપના વલસાડના રોકાણ દરમિયાન મુહતરમ મુહમ્મદભાઈ કડક સતત ખડે પગે આપની ખિદમત કરતા હતા.
- તહજ્જુદની નમાઝ વખતે દરરોજ ઉમદહ ચા બનાવી મોટા થરસોસમાં ભરી મસ્જિદમાં આવતા અને હઝરતને તેમજ ત્યાં હાજર હોય તે તમામને ચા પિવડાવતા.
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ વલસાડ તશરીફ લાવતા ત્યારે તેમની પણ એવી જ ખિદમત કરતા હતા.
- એક દિવસે હઝરતની મુહતરમ મુહમ્મદભાઈ કડકના ઘરે જમવાની દાવત હતી. આ નાચીઝ લેખક પણ દાવતમાં શરીક હતો.
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુના ઈન્તિકાલ બાદ મુહતરમ મુહમ્મદભાઈ કડક જયપૂર ગયેલા અને ગુસલનો જે બનાવ બન્યો હતો તે આપે પોતે વિગતવાર હઝરતને કહ્યો.
- આ બનાવ સાંભળીને હઝરતે ફરમાવ્યું કે :

“મુહમ્મદભાઈ ! (જાગતામાં, જાહેરી આંખે બુઝુર્ગોની ઝિયારત

થાય છે ત્યારે) ગફલત આપો આપ થતી નથી બલકે (એ બુઝુર્ગો, ઝિયારત કરનારને પોતાના બાતિની તસર્રુફથી) ગફલતમાં નાંખે છે.

જો ગફલતમાં નાંખવામાં ન આવે તો મુશકેલી ઉપસ્થિત થાય છે.''

તે પછી એના સમર્થનમાં હઝરતે ફરમાવ્યું કે :

○ ''હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા હઝરત પીરજી નિઝામુદીન રહમતુલ્લાહિ અલયહિને એક દિવસે જાગતામાં જાહેરી આંખે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ.

○ એ વખતે હઝરત પીરજી નિઝામુદીન રહમતુલ્લાહિ અલયહિ બિલકુલ સભાન હતા. ગફલતમાં ન હતા.

○ થોડાં સમય પછી હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લઈ જવા લાગ્યા, તો આપે આપના મુબારક પગો પકડી લીધા અને વળગી ગયા અને અરજ કરી કે :

''યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! જયાં સુધી આપ મારા પીરો મુરશિદના ફરઝંદ (પૌત્ર) પર કરમ ફરમાવવાનું વચન ન આપશો ત્યાં સુધી હું આપના મુબારક કદમ છોડીશ નહિ ! ''

○ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એ પ્રમાણે વચન આપ્યું ત્યારે આપે મુબારક કદમ છોડયા !

[જેમના પર હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કરમ ફરમાવે તેમની રૂહાની તરક્કીનો અંદાઝો શું થઈ શકે ! ]

○ હઝરત પીરજી નિઝામુદીન રહમતુલ્લાહિ અલયહિનો મઝારે મુબારક રાજસ્થાનના, ઝુનઝુનુ જિલ્લાના, ઈસ્લામપૂરા ગામમાં છે જે જયપૂરથી આશરે ૧૫૦ (દોઢસો) કિલોમીટર દૂર છે.

## <u>દાદા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિની કવિતાઓ</u>

○ દાદા હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિને અલ્લાહ તઆલાએ અદભૂત કવિત્વશકિત પણ આપી હતી.

○ આપે ઉર્દૂ અને ફારસી બન્ને ભાષાઓમાં અનેક ઉમદહ કવિતાઓ લખી છે.

○ કવિતાના અનેક પ્રકારો : હમ્દ, નઅત, મનકબત, દુઆ, નઝમ વગેરેમાં આપે સુંદર કવિતાઓ લખી છે.

○ આપ રહમતુલ્લાહિ અલયહિની મશહૂર અને મકબૂલ કિતાબો : 'મેઅયારુસ્સુલૂક', 'અહસનુત્તકવીમ', 'દુર્રે લાસાની', 'ફુતૂહુલ હરમૈન'માં પાનેપાને આપની કવિતાઓ છવાયેલી છે.

○ આપે રચેલો શજરએ તય્યિબહ પણ આપની અદભૂત કવિતા શકિતોનો ઉમદહ નમૂનો છે.

## દાદા હઝરત સાહબ રહિમહુલ્લાહુના મુબારક પત્રો

હઝરત મવલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના અનેક ખલીફાઓ હતા. ઉપરાંત દેશ–વિદેશમાં હઝારો મુરીદો અને અસંખ્ય ચાહકો, અકીદતમંદો અને મિત્રો હતા. તેઓ પૈકી અનેક લોકો સાથે આપ રહમતુલ્લાહિ અલયહિનો પત્ર વ્યવહાર થયો હતો. હકના તાલિબો અને સાલિકોના માટે એ પત્રોમાં કીમતી હિદાયતો, નસીહતો અને માર્ગદર્શન મોજૂદ છે.

હઝરત મવલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર પત્રો પૈકી ઘણાં પત્રો વિવિધ વ્યકિતઓ પાસેથી મેળવીને ભેગાં કર્યા હતા અને તેને પુસ્તકરૂપે પ્રગટ કરવાના હતા પરંતુ આપ રહમતુલ્લાહિ અલયહિની એ આરઝૂ અધૂરી રહી. આપ રહમતુલ્લાહિ અલયહિના જાનશીન સાહબઝાદહ હઝરત મવલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ એ અધૂરી આરઝૂને પૂરી ફરમાવશે એવી આશા છે.

નમૂનારૂપે અહીં માત્ર એક પત્ર રજૂ કરું છું. આ મુબારક પત્ર દાદા હઝરત સાહબ રહિમહુલ્લાહુએ પોતાના મહાન ખલીફા હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિને તા. ૨૩ – ૬ – ૧૯૪૬ ના રોજ લખ્યો હતો. હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના દસ્તે મુબારક વડે મજકૂર પત્રની નકલ કરીને તેના નીચે પોતાની સહી પણ કરીને આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાને તા. ૨૩ – ૮ – ૧૯૮૨ ના રોજ ઈનાયત ફરમાવ્યો હતો.

પત્ર મૂળ ઉર્દૂ ભાષામાં, માત્ર ગુજરાતી લિપ્યંતર કરીને અહીં ઉતારું છું. મુશ્કેલ શબ્દોના ગુજરાતી અર્થો ફૂટનોટમાં આપ્યા છે.

મખ્દૂમી મવલવી મુહમ્મદ સોહરાબઅલી સાહબ,
અસ્સલામુ અલયકુમ.
ઈનાયતનામહ પહૂંચા.
ખૂશી હૂઈ.
દિલકી દુરુસ્તગીમેં ઝિયાદહ વકત સર્ફ કરના ચાહિએ.
કયૂં કે :
દુરુસ્તગીએ દિલ તમામ આઝાકી દુરુસ્તગી હૈ.
ઔર
ખરાબીએ દિલ તમામ આઝા ઔર આમાલકી ખરાબી હૈ.
જબ આપકે ઝાહિર ઔર બાતિનકી દુરુસ્તગી હો જાએગી,
તો ઉસકા અસર દૂસરોંકે ઝાહિર વ બાતિન પર પડેગા.

يَآَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا قُوْآ اَنْفُسَكُمْ وَاَهْلِيْكُمْ نَاراً

[હે ઈમાનવાળાઓ ! તમે પોતાની જાતને અને પોતાના ઘરવાળાઓને તે આગથી બચાવો કે જેનું બળતણ (ઈંધણ)

માણસો અને પથ્થરો છે ! ) [સૂરએ 'તહરીમ' આયત : ૬]

લિહાઝા

અપની દુરુસ્તગી બ મુકાબલહ ઔરોંકે મુકદમ હૈ.

ઝિક્ર વ ફિક્રે હકમેં ઝિયાદહ મશગૂલ રહે.

દુરુસ્તગીએ કલ્બ વ દુરુસ્તગીએ આઝા વ દુરુસ્તગીએ નિય્યતકા યહ બેહતરીન નુસ્ખા હૈ.

ખામોશીકો અપના મૂનીસ બનાએ.

જમીઅ આફાતસે ઈસમેં નજાત મુઝમર હૈ.

ઝિયાદહ વસ્સલામ.

૨૩, જૂન, ૧૯૪૬ **મુહમ્મદ હિદાયતઅલી**

ઉસ્વએ હસનએ નબીય્યિલ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામકો મઝબૂત પકડેં, તાકે રહમતે હક આપકા હાથ પકડે.

તારીખે નકલ (દસ્તખત)

૨૩, અગષ્ટ, ૧૯૮૨ **મુહમ્મદ સોહરાબઅલી**

**મજકૂર પત્રનો ગુજરાતી અનુવાદ**

મખ્દૂમી મવલવી મુહમ્મદ સોહરાબઅલી સાહબ,

અસ્સલામુ અલયકુમ,

ઈનાયતનામું (આપનો પત્ર) મળ્યો.

ખૂશી થઈ.

દિલની ઈસ્લાહ (સુધારણા)માં વધારે સમય વાપરવો જોઈએ.

કારણ કે :

દિલની ઈસ્લાહ (સુધારણા) (શરીરના) તમામ અંગોની ઈસ્લાહ (સુધારણા) છે. અને

દિલની ખરાબી તમામ અંગો અને અમલોની ખરાબી છે.

જયારે આપના ઝાહિર અને બાતિન (અંદર)ની ઈસ્લાહ (સુધારણા) થઈ જશે તો તેની અસર બીજાઓના ઝાહિર અને બાતિન પર થશે.

يَآَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قُوْآ اَنْفُسَكُمْ وَاَهْلِيْكُمْ نَاراً

[હે ઈમાનવાળાઓ ! તમે પોતાની જાતને અને પોતાના ઘરવાળાઓને તે આગથી બચાવો કે જેનું બળતણ (ઈંધણ) માણસો અને પથ્થરો છે ! ) [સૂરએ 'તહરીમ' આયત : ૬]

એટલે

પોતાની (જાતની) સુધારણા (કરવી) બીજાઓના કરતાં અગ્રતા ધરાવે છે.

ઝિકર અને ફિકર (અલ્લાહ તઆલાની યાદ)માં વધારે મશગૂલ રહે.

કલ્બ (દિલ)ની ઈસ્લાહ (સુધારણા) કરવી, શરીરના અંગોની અને નિય્યતની ઈસ્લાહનો બેહતરીન ઉપચાર છે.

ખામોશીને પોતાનો સાથી બનાવે.

તમામ આફતોથી મુકિત એમાં છુપાયેલી છે.

ઝિયાદહ વસ્સલામ.

૨૩, જૂન, ૧૯૪૬ **મુહમ્મદ હિદાયતઅલી**

નબીય્યિલ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામના ઉસવએ હ–સ–નહ (સુંદર રીતભાત)ને મજબૂત પકડે કે જેથી હકની (અલ્લાહ તઆલાની) રહમત આપનો હાથ પકડે.

તારીખે નકલ (દસ્તખત)

૨૩, અગષ્ટ, ૧૯૮૨ **મુહમ્મદ સોહરાબઅલી**

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ની તરીકતની ગાઈડ સમાન બેમિસાલ કિતાબો

 **મેઅયારુસ્સુલૂક**

○ વિલાયત શું છે ? એની સાબિતી શું છે ?
○ વિલાયતના જુદા–જુદા મરતબાઓ કયા છે ?
○ એ મરતબાઓ મેળવવા માટેના તરીકાઓ શું છે ?
○ પીરી–મુરીદી શું છે ? એના અદબો શું છે ?
○ સાચા અને ખોટા પીરની ઓળખ શું છે ?

તસવ્વુફ અને તરીકતની સાદી અને સરળ સમજ આપતી ૬૦૦ (છસો) પાનાની કિતાબ.

**નમૂના તરીકે ફક્ત ત્રણ અભિપ્રાયો**

○ 'એને છપાવો ! ખલકે ખુદાને (મખ્લૂકને) ફાયદો પહોંચશે.'

**– હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે લેખકને ખ્વાબમાં આપેલી બશારત**

○ 'ઘણી જ મહેનતથી લખાયેલી અતિ ઉત્તમ કિતાબ છે.'

**– હઝરત મુફ્તી સય્યિદ અબ્દુર્રહીમ લાજપૂરી સાહબ (રહ.)**

○ 'મેઅયારુસ્સુલૂક બરકાત અને ફુયૂઝનો એક બેહતરીન ખઝાનો છે.'

**– શૈખુલ હદીષ હઝરત મૌ. મુહમ્મદ રઝા અજમેરી સા. (રહ.)**

 **અહસનુત્તક્વીમ**

○ ફરિશ્તા દેખાતા કેમ નથી ?
○ ફરિશ્તાની વાતો સંભળાતી કેમ નથી ?
○ અનેક કબરોમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કેવી રીતે હાજર રહી શકે ? !
○ બાળેલા મુર્દાને ફરિશ્તા પ્રશ્નો કેવી રીતે પૂછતાં હશે ? !

○ મરેલાંને જીવતાં કરવા કરતાં પણ વધારે મોટી ખૂબી કઈ છે ? !
○ ઔલિયા અને યોગીઓ–સાધકો વચ્ચે તફાવત કયો ? !

આવા અનેક વસવસાઓના સચોટ જવાબો આપતી કિતાબ.

**નમૂના તરીકે ફક્ત ત્રણ અભિપ્રાયો**

○ 'માશા અલ્લાહ ! મજકૂર કિતાબમાં ઈલ્મે તસવ્વુફનો દરિયો ભર્યો છે.'

**– હઝરત મુફ્તી અહમદ અશરફ રાંદેરી સાહબ રહિમહુલ્લાહ**

○ 'આ એક અજીબ અને બેમિસાલ કિતાબ છે.'

**– હઝરત મૌલાના અહમદુલ્લાહ સાહબ રહિમહુલ્લાહ**

○ '(આ કિતાબનો) અનુવાદ પઢશે (તેઓ) ઈન્શા અલ્લાહ ગુમરાહીથી બચશે.'

**– હઝરત મુફ્તી અહમદ બેમાત સાહબ રહમતુલ્લાહિ અલયહિ**

 **કુતૂહુલ હરમૈન**

○ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આપણે દૂર શા માટે છીએ ?
○ કઅબહ શરીફ તરફ સજદહ શા માટે છે ?
○ ખ્વાબ, કશ્ફ અને જાગૃતાવસ્થાના દીદાર (દર્શન)માં શું ફેર છે ?
○ અમ્બિયા અલયહિમુસ્સલામની ખબરો ખરી શા માટે છે ?
○ હાજીએ ખાસ ધ્યાનમાં રાખવાની વાતો કઈ છે ?
○ આ કિતાબમાં ઉપરના તમામ સવાલોની દલીલો અને દાખલાઓ સાથે સરળ સમજૂતી લખી છે.
○ ઉપરાંત હજ પ્રવાસમાં ખુદા અને રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી થયેલી ઈનાયતોની હૈયામાં મુહબ્બતે ખુદા અને ઈશ્કે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પેદા કરી, ઈમાન તાજું કરનારી દિલચસ્પ વાતો પણ લખી છે.

**નમૂના તરીકે ફક્ત ત્રણ અભિપ્રાયો**

o 'કિતાબ નિહાયત મુબારક અને પુરનૂર છે.'

**– શૈખુલ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ રઝા અજમેરી સાહબ રહમતુલ્લાહિ અલયહિ**

o 'આવી કિતાબો પઢવાથી ઈમાન તાજું થાય છે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પ્રેમ વધે છે.'

**– હઝરત મૌલાના મુફતી અબ્દુલ ગની કાવીવાળા સાહબ (રહ.)**

o 'ત્રણે કિતાબો મેં વાંચી છે. સ્ટાન્ડર્ડ કિતાબો છે.'

**– મર્હૂમ ઉસમાનભાઈ ખત્રી, પૂર્વ તંત્રી : 'તયબહ' (માસિક)**

 **દુર્રે લાસાની**

ઈમામે રબ્બાની હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિના મુબારક પત્રોના સાર અને સમજૂતી

**<u>નમૂના તરીકે ફકત ત્રણ અભિપ્રાયો</u>**

o 'હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિનો દરેક પત્ર તસવ્વુફની ઉચ્ચ હકીકતોથી ભરપૂર અને આગવું હિદાયતનામું છે.'

**– હઝરત મૌલાના મુફતી અહમદ ખાનપૂરી સાહબ (ડાભેલ) દામત બરકાતુહુમ**

o 'આ પત્રો એક અનમોલ અને મૂલ્યવાન–કીમતી રત્નો સમાન છે.'

**– હઝરત મૌલાના સઈદ અહમદ નૂરગત સાહબ, 'તબલીગ' (માસિક)**

o 'આ પત્રોમાં લિલ્લાહિય્યત, નિખાલસતા અને અલ્લાહ તઆલાની રઝા પ્રાપ્ત કરવાના તરીકા ચીંધાયેલા છે.'

**– શૈખુલ હદીષ હઝરત મૌલાના કારી રશીદ અહમદ અજમેરી સાહબ દામત બરકાતુહુમ**

**(ઉપરની તમામ ઉર્દૂ કિતાબોના ગુજરાતી અનુવાદો પ્રગટ થઈ ગયા છે.)**

# બીજું પ્રકરણ

# હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબ અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ

## વતન

આપ મોજે ભરોટિયા, તાલુકા : ડોમરીયાગંજ, જિલ્લા : બસ્તી (ઉત્તર પ્રદેશ)ના વતની હતા. ભરોટિયાનું હવે નવું નામ સિદ્ધાર્થનગર છે. ખૂબ ઊંડાણમાં આવેલું ગામ છે.

**નોંધ :**

આપનું વતન સૂરત નથી પરંતુ ઈસ્વીસન ૧૯૫૧ થી ૧૯૮૪ સુધી ૩૩ વરસ આપ હઝરત મૌલાના મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ સાથે સૂરત તશરીફ લાવતા હતા અને સૂરત તથા ગુજરાતના હઝારો લોકોને આપે ફૈઝ પહોંચાડયો હતો. એટલે એમનું જીવનચરિત્ર પણ અહીં લખ્યું છે.

## જિન્નાત પણ આપના ખાનદાનની ઈઝઝત કરતા હતા

આપ ખૂબ જ ઉચ્ચ, નેક અને સંસ્કારી સય્યિદ ખાનદાનના નબીરા હતા. જિન્નાત પણ આપના ખાનદાનની ઈઝઝત અને આદર કરતા હતા. આપે પોતે પોતાના બાળપણનો એક બનાવ આ નાચીઝ લેખકને કહ્યો હતો જેનો સારાંશ આ પ્રમાણે છે :

હઝરતના બાળપણમાં આપના ગામમાં એક શખ્સને જિન પ્રવેશ્યો હતો. જિન ખૂબ જલાલી અને તોફાની હતો. અનેક ઈલાજો અને અમલિયાત કરવા છતાં જતો ન હતો. તે શખ્સને ગામના પાદરે

દોરડા વડે ઝાડ સાથે બાંધી રાખતા હતા.

એક દિવસે રમતા રમતા હઝરત તે તરફ જઈ પહોંચ્યા. સંજોગવશાત તે વખતે ત્યાં બીજું કોઈ હાજર ન હતું. એટલે બાળ સહજ વૃત્તિથી આપને ટીખળ કરવાનું મન થયું. આપે પગમાંથી પગરખું કાઢીને પેલા શખ્સને માર્યુ !

આ બદતમીઝીથી જિન જલાલ અને ગુસ્સામાં આવી ગયો. તેણે ગુસ્સાના આવેશમાં એટલું ભારે જોર કર્યું કે દોરડું તૂટી ગયું. બંધનમુકત થતાં જ પેલો શખ્સ વીજળીવેગે હઝરતની સામે દોડીને ઊભો થઈ ગયો.

જિને ગુસ્સામાં કહ્યું :

"બચ્ચા ! તું બુઝુર્ગોના ખાનદાનમાંથી છે એટલે જવા દઉં છું નહિતર તારા કૃત્યની મજા અત્યારે જ તને ચખાડી દેત !"

તેણે વળી આગળ કહ્યું કે :

"તારા ઉચ્ચ ખાનદાનના સન્માન ખાતર આ શખ્સને છોડીને હું અત્યારે જ ચાલ્યો જાઉં છું !"

અને જતી વેળા તેણે કહ્યું :

"અસ્સલામુ અલયકુમ !"

અને તરત જ પેલો શખ્સ સારો થઈ ગયો !

**<u>તાલીમ અને ઈલ્મી ખિદમતો</u>**

□ આપે પ્રાથમિક તાલીમ પોતાના ગામમાં જ મેળવી અને તે પછી ઉચ્ચ દીની તાલીમ મેળવવા માટે જામિઉલ ઉલૂમ, પટકાપૂર (કાનપૂર)માં દાખલ થયા. ત્યાં જ ઉચ્ચ દીની તાલીમ મેળવીને આલિમ અને મુફતી થયા.

□ ફારિગ થયા બાદ ત્યાં જ મુદર્રિસ તરીકે સેવા સ્વીકારી. લગભગ

પાંચ વરસ સુધી ત્યાં શિક્ષણકાર્ય કર્યું.

□ તે પછી ત્યાંના દારુલ ઈફતા (ફતાવા વિભાગ)માં અગિયાર વરસ સુધી ફતાવા લેખનની ખિદમત આપી.

## આરિફ બિલ્લાહ હઝરત કારી સય્યિદ સિદ્દીક અહમદ બાંદવી સાહબ રહિમહુલ્લાહુ આપના શાગિર્દ હતા

મશહૂર આરિફ બિલ્લાહ હઝરત કારી સય્યિદ સિદ્દીક અહમદ સાહબ બાંદવી રહમતુલ્લાહિ અલયહિએ પણ વિદ્યાર્થી તરીકે હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબ અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિથી તાલીમ હાસિલ કરી હતી. અને એટલે જ હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિના અતિ ઉચ્ચ અખ્લાકોનું પ્રતિબિંબ હઝરત કારી સાહબ દામત બરકાતુહુમના જીવનમાં પણ જોવા મળે છે.

દેવબંદ (યુ.પી.)થી હઝરત મૌલાના મુહમ્મદ સાલિમ સાહબ કાસિમી (દા.બ.)ની સરપરસ્તીમાં અને હઝરત મૌલાના અન્ઝર શાહ કશ્મીરી દામત બરકાતુહુમની નિગરાનીમાં ઉર્દૂ ભાષામાં 'નિદાએ દારુલ ઉલૂમ' નામથી એક પખવાડિક પ્રગટ થાય છે. મજકૂર સામયિકના ૧, ઓકટોબર, ૧૯૯૭ મુતાબિક ૨૮, જમાદિલ આખર, ૧૪૧૮ના અંકમાં 'આરિફ બિલ્લાહ હઝરત મૌલાના મુહમ્મદ સિદ્દીક અહમદ સાહબ બાંદવી રહિમહુલ્લાહુ' શીર્ષકથી એક લેખ પ્રગટ થયો છે. એના લેખક મૌલાના મુહમ્મદ નાસિરુદ્દીન મઝાહિરી લખીમપૂરી સાહબ છે.

તેઓ લખે છે કે :

"ઈબ્તિદાઈ અરબી વ ફારસી પઢ્હાનેકે બાદ કારી (સિદ્દીક અહમદ) સાહબકો કાનપૂર ભેજ દિયા ગયા. આપને મદ્રસહ જામિઉલ ઉલૂમ ઔર મદ્રસહ તકમીલુલ ઉલૂમ'મેં તાલીમ હાસિલ કી. ઔર :

○ હઝરત મૌલાના અલ્લામા મુફતી સઈદ અહમદ લખનવી (રહ.)

- હઝરત મૌલાના મુફતી સદરુદ્દીન રહમતુલ્લાહિ અલયહિ
- હઝરત મૌલાના કમાલુદ્દીન સાહબ, ઔર
- હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ નકશબંદી, ખલીફએ હઝરત મૌલાના શાહ હિદાયતઅલી સાહબ નકશબંદી, જયપૂરી રહમતુલ્લાહિ અલયહિ

વગયરહસે ખૂબ ખૂબ ઈસ્તિફાદહ કિયા.''

જયારે આ બુઝુર્ગોની સાદગી, બેતકલ્લુફી, વિનમ્રતા, સ્વસ્થતા અને ખાકસારીનો ઉલ્લેખ થાય છે ત્યારે અનાયાસે કુર્આને પાકની આ આયત ઝબાન પર જારી થઈ જાય છે :

وَعِبَادُ الرَّحْمٰنِ الَّذِيْنَ يَمْشُوْنَ عَلَى الْاَرْضِ هَوْناً ط
(سورۂ فرقان:٦٣)

[અને રહમાનના (ખાસ) બંદા તે છે જેઓ ધરતી પર હળવા પગલે ચાલે છે.]

હળવા પગલે ચાલવાનો મતલબ આ છે કે તેમના દરેક કામમાં નમનતાઈ અને આજિઝી હોય છે, અને તેની અસર તેમના ચાલવામાં પણ જાહેર થાય છે.

## મુરશિદે કામિલની તલાશ

હવે આપને મુરશિદે કામિલ મેળવવાની ઝંખના જાગી. આપ (રહ.)એ પોતે આ નાચીઝ લેખકને ફરમાવ્યું હતું કે આપે અનેક બુઝુર્ગો અને મશાઈખની મુલાકાત કરી પરંતુ કયાંય આપનું મન બેસતું ન હતું.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના અસંખ્ય મુરીદો અને અકીદતમંદો કાનપૂરમાં હતા અને આજે પણ છે એટલે હઝરત વારંવાર કાનપૂર તશરીફ લાવતા રહેતા હતા. હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ

અલયહિએ પણ હઝરતની મુલાકાત કરી. પ્રથમ મુલાકાતમાં જ આપ પ્રભાવિત થયા પરંતુ આપ આલિમ અને મુફતી હતા. એકદમ હાથમાં હાથ આપી દેવા તૈયાર ન હતા. વારંવાર હઝરતની મુલાકાત કરીને બારીક નિરિક્ષણ કર્યા બાદ આપે હઝરતથી પોતાને બયઅત કરવાની દરખ્વાસ્ત કરી. હઝરતે વાતને ટાળી દીધી. થોડાં વખત પછી પાછી દરખ્વાસ્ત કરી. હઝરતે વાતને પાછી ટાળી દીધી.

હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિએ આ નાચીઝને ફરમાવ્યું હતું કે, હઝરતે મારી દરખ્વાસ્તને અનેક વખત ટાળી દીધી. અને જવાબમાં ખાસ આ વાકય ફરમાવતા :–

"તમે આલિમો થાળીમાંના વેંગણ જેવા છો ! "

અર્થાત થાળીમાંના વેંગણની જેમ આમથી તેમ ગબડયા કરો છો. સ્થિરતા અને મક્કમતા તેમજ અડગતા રાહે તરીકતના માટે અતિ જરૂરી છે.

હઝરત મિરઝા જાનેજાનાં શહીદ (રહ.)નો મશહૂર શેર છે :

**બર અહલે ઈસ્તિકામત ફયઝ નાઝિલ મી શવદ 'મઝહર',**
**નમી દાની તજલ્લી ગિર્દ કોહે તૂર મી ગર્દદ ?**

<u>ભાવાર્થ</u> :

જેઓ ઈસ્તિકામત, અડગતા, સ્થિરતા, મક્કમતા અને દઢતાવાળા છે તેમના પર જ ફયઝ નાઝિલ થાય છે. અલ્લાહ તઆલાએ પોતાની તજલ્લીના દીદાર હઝરત મૂસા અલયહિસ્સલામને 'તૂર' (પહાડ) પર કરાવ્યા હતા એ તમે જાણતા નથી ?

હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિ પણ પોતાના નિર્ણયમાં અડગ હતા.

હઝરત શેખ સઅદી શીરાઝી રહમતુલ્લાહિ અલયહિના આ

શેર પર આપ રહમતુલ્લાહિ અલયહિ અમલ કરતા રહ્યા :

**તૂ ખ્વાહી આસ્તીં અફશાં**
**વ ખ્વાહી દામન અંદર કશ,**
**મગસ હરગિઝ ન ખ્વાહદ રફ્ત**
**અઝ દુક્કાને હલવાઈ !**

**ભાવાર્થ :**

માંખીને ગમે એટલી હાંકવામાં આવે તો પણ હલવાઈની દુકાનથી હટતી નથી તેમ તને ગમે એટલો ધક્કો મારવામાં આવે તો પણ અલ્લાહવાળાઓનો દામન છોડીશ નહિ !

આપ નિરાશ થવા વગર વારંવાર બયઅત કરવા માટે હઝરતથી દરખ્વાસ્ત કરતાં જ રહ્યા. હઝરત પણ માત્ર આપને ચકાસવા માંગતા હતા. એટલે આપની મક્કમતા જોઈને આપને બયઅત કરી લીધા.

## અઢાર વરસ સુધી સખત રિયાઝત અને ઈબાદત કરી

હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિએ સતત અઢાર વરસ સુધી દુનિયા તર્ક કરીને, સંસારથી અલિપ્ત રહીને રિયાઝત કરી અને સુલૂકના સોપાન તય કર્યા. આપ આખી–આખી રાત જાગીને ઈબાદત કરનારા, બિલકુલ મૌન રહેનારા, મુસ્તજાબુદઅવાત (જેમની દુઆ બારગાહે ઈલાહીમાં અચૂક કબૂલ થાય) તેવા બુઝુર્ગ હતા.

## આપ રહમતુલ્લાહિ અલયહિની બુલંદ શાન

શરૂઆતના ઝમાનામાં આપ (હઝરત મૌલાના સાહબ રહ.)એ :

- મોટા મોટા મુનાઝરહ ગૈર કોમો સાથે કર્યા અને ઘણાં કામિયાબ રહ્યા.
- એ જ પ્રમાણે ગૈરમુકલ્લિદ હઝરાત અને વહાબી સાહિબો સાથે પણ મોટા મોટા મહત્ત્વના મસાઈલ પર આપે મુબાહસહ (વાદવિવાદ)

કર્યા છે અને તેમને અલ્લાહ તઆલાના ફઝલથી હાર આપી.

આપ પહેલી વખત જયારે જયપૂર તશરીફ લાવ્યા અને પોતાના પીરો મુરશિદના મકાન પર ઉતારો કર્યો ત્યારે હઝરત મૌલાના મૌલવી મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાના પુત્ર અલ્લામહ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ'ને ફરમાવ્યું કે :

> "જે બુઝુર્ગ મહેમાનખાનામાં તશરીફ ફરમાવેલ છે તેમનું નામ મૌલવી સોહરાબઅલી સાહબ છે, તેઓ 'ફનાઓ બકા'થી મુશર્રફ છે અને મોટા સાહિબે દિલ બુઝુર્ગ છે. તમે તેમની ખિદમતમાં હાજર થઈને તેમનાથી દુઆની દરખ્વાસ્ત કરો ! "

અઝીઝ મૌલવી મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' જયારે મહેમાનખાનામાં જનાબ મૌલવી સોહરાબઅલી સાહબની ખિદમતમાં હાજર થયા ત્યારે આપ મુસલ્લા પર મુરાકિબ થઈને બેઠેલા હતા. જેવો તેમણે કદમ કમરામાં મૂકયો કે તેમની સલામનો જવાબ આપીને તેમનાથી મુસાફહ કરવાના બદલે ગળે વળગી ગયા અને એનાથી પહેલાં કે તેઓ દુઆના માટે અર્ઝ કરે, આપ પોતે જ ફરમાવવા લાગ્યા કે :

> "હઝરત ! હું તો આ ઘરનો ભિખારી છું ! આપ હઝરત સાહબથી પોતાના માટે પણ દુઆના માટે કહો અને મારી પણ સિફારિશ કરો ! "

આ સાંભળીને અઝીઝ મુહમ્મદ અબ્દુલ હય 'ફાઈઝ' આપના કશ્ફ પર નવાઈ પામ્યા અને થોડો સમય આપની પાસે બેસીને પાછા ઘરે આવ્યા અને કિબ્લહ બુઝુર્ગવારથી આ બનાવ કહી સંભળાવ્યો તો આપે મુસ્કુરાઈને કહ્યું કે :

> "મૌલવી સોહરાબઅલી સાહબની શાન એના કરતાંયે કયાંય ઉચ્ચ છે, જેની તમે કલ્પના પણ નથી કરી શકતા. તમે ફરી પાછા

તેમનાથી પોતાના માટે દુઆની દરખ્વાસ્ત કરો ! એ ખુદાના ખાસ બંદા છે, એવી હસ્તીઓ આ ઝમાનામાં કમયાબ (વિરલ) છે.''

## આપ 'ઝિમ્નિયતે સુગરા'થી મુશર્રફ હતા

**સમજૂતી :**

ખાસ ખાસ કુર્બમાં, તજલ્લિયાતે ઈલાહીને રૂહ બરદાશ્ત કરી શકતી નથી ત્યારે ભૂતકાળના અકમલ ઔલિયાની રૂહ (એમનાથી) કમ દરજજાના હયાત ઔલિયાની રૂહને પોતાની છત્રછાયામાં લઈને સયર કરાવે છે તેને 'ઝિમ્નિયતે સુગરા' કહે છે.

## હઝરત મૌલાનાનો બનાવ

- હિમ્મતનગર (ઉત્તર ગુજરાત)માં હઝરત યાર મુહમ્મદ ખાન સાહબ નામના હઝરત સાહબના ખલીફા હતા.
- તેમણે ખ્વાબમાં જોયું કે :

  હઝરત મૌલાના મુહમ્મદ સોહરાબઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ એક બીજાની સામે ઊભા છે.

  એકાએક હઝરત મૌલાના રહમતુલ્લાહિ અલયહિ હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુના (મુબારક શરીરમાં) સમાઈ ગયા અને ગાયબ થઈ ગયા !

  થોડાં સમય પછી ફરી પાછા બન્ને અલગ થઈ ગયા !
- ખ્વાબ જોનાર હઝરત યાર મુહમ્મદ ખાન સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતે આ ખ્વાબ હઝરત મૌલાના રહમતુલ્લાહિ અલયહિને જણાવ્યો તો આપે તેમના મોઢા ઉપર હાથી મૂકી દીધો !
- આ ખ્વાબથી હઝરત મૌલાના રહમતુલ્લાહિ અલયહિનો અતિ ઉચ્ચ મકામ જાહેર થાય છે.

○ જેમની રૂહને હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ પોતાની રૂહની છત્રછાયામાં સયર કરાવે તેમની પરવાઝ કેટલી બુલંદ હશે !

## આપનો સાદો લિબાસ અને હસમુખો સ્વભાવ

આપ ઘણાં હસમુખ, દુબળા–પાતળા શરીરવાળા બુઝુર્ગ હતા. ઘઉંવર્ણા અને મધ્યમસરની દાઢી, સફેદ મલમલ કે લઠ્ઠાની ટોપી, સીધા સાદા અચકન અને પાજામો આપનો હંમેશાનો લિબાસ હતો.

ઘણાં ફૈઝવંત, કશ્ફવાળા બુઝુર્ગ છે. બોલવાની શૈલી ઘણી નરમ અને ઘણાં વિનમ્ર સ્વભાવના હતા. આપ ઝિક્ર–ફિક્રમાં મશગૂલ રહેતા હતા. અને મોટા ભાગે નઝર નીચી જ રાખતા હતા. આપના વ્યકિતત્ત્વમાં એક ખાસ આકર્ષણ અને ખેંચાણ હતું અને આપની સુહબતમાં એક ખાસ કૈફિયત અને દિલ પર એક ખાસ પ્રભાવ પાથરતી હતી.

## ખિલાફત મળવાનો બનાવ

હઝરત મૌલાના સાહબ (રહ.) આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાથી ખૂબ જ મુહબ્બત ફરમાવતા હતા. મુલાકાત વખતે મોટા ભાગે આપ બંને હાથો પહોળા કરીને મને બાથમાં લઈ લેતા હતા અને વહાલપૂર્વક ખૂબ જોરથી ભીંસતા હતા. હું જાણે મારા પ્રેમાળ દાદા સાહબને મળતો હોઉં એવો આભાસ મને થતો. આપની અનહદ મુહબ્બતના કારણે, બેતકલ્લુફીથી હું આપને ઘણાં પ્રશ્નો પૂછતો રહેતો અને આપ હંમેશા મારા દરેક પ્રશ્નનો સંતોષકારક જવાબ આપતા રહેતા.

એક વખતે મેં આપને ખિલાફત મળવાનો પ્રસંગ પૂછયો.

આપ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે :

“એક દિવસે મેં ખ્વાબ જોયો. હું ઊંટ પર સવાર હતો. મારી પાછળ બીજો એક માણસ બેઠેલો હતો અને હું ઊંટને હાંકતો હતો ! મેં આ ખ્વાબ હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિને

એક પત્રમાં લખ્યો. એના જવાબમાં હઝરતનો જે પત્ર આવ્યો તેમાં મને બયઅત કરવાની ઈજાઝત આપી હતી.''

હઝરત સાહબ (રહ.)એ અન્ય બાબતો ઉપરાંત લખ્યું હતું કે :

''તમે લોકોને ખુદાનું નામ બતાવ્યા કરો ! ''
(અર્થાત લોકોને બયઅત કરતા રહો.)

ઉપરની વાતથી કોઈ સાહબ એવી ગેરસમજ ન કરે કે માત્ર ખ્વાબના આધારે હઝરતે ખિલાફત આપી હતી. ખ્વાબના કારણે ઉચ્ચ મકામોની કલ્પના અને યકીન કરવાના તો ખૂદ હઝરત પોતે પણ વિરોધી હતા. ખ્વાબ તો માત્ર એક નિમિત્ત, બહાનું હતું.

આપ રહમતુલ્લાહિ અલયહિ પોતાની મશહૂર કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં પોતે લખે છે કે :

- થોડાંક ખ્વાબ કે કશ્ફ યા અનવારે લતાઈફ નઝર આવવાથી તાલિબને કમાલ હાસિલ થવાનો યકીન ન કરો ! તેમજ તારીફ ન કરો !
- ઓછામાં ઓછું 'સુલતાનુલ અઝકાર' હાસિલ થઈ ન જાય અને ગૈબથી ઈજાઝતે તરીકહ થઈ ન જાય ત્યાં સુધી ઈજાઝત (ખિલાફત) ન આપો.
- ઈજાઝત આપવામાં ઉતાવળ ન કરો.
- જો તાલિબ જાહેરમાં સુન્નતોનો પાબંદ હોય,
  બાતિનમાં 'વિલાયતે સુગરા' તેમજ 'સુલતાનુલ અઝકાર' એને હાસિલ હોય,
  (પીરની) સુહબત પણ ઘણાં (લાંબા) સમય સુધી રહી હોય, અને શરીઅત તેમજ તરીકતના મુઆમલાતમાં એને અડગતા પ્રાપ્ત થયેલાં હોય, (તો જ ઈજાઝત આપો ! )

['મેઅયારુસ્સુલૂક' (ગુજરાતી) પાનું : ૩૩૫, ઉર્દૂ પાનું : ૧૬૮]

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.) તો

આ બાબતના ચુસ્ત આગ્રહી હતા કે તાલિબમાં બાતિની કમાલાત અને ઈલ્મે શરીઅત બન્ને પૂરતા પ્રમાણમાં હોય તો જ ખિલાફત આપવી.

હઝરતના સૂરતના એક મુરીદ (મુહતરમ અબ્દુર્રહમાન સાહબ ભંગારવાલા) ખૂબ જ મુત્તકી, પરહેઝગાર, ઝાકિર–શાગિલ, ઉચ્ચ બાતિની કમાલાત ધરાવનારા બુઝુર્ગ હતા. મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ એમના વિષે ફરમાવ્યું હતું કે, હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ એમને ખિલાફત આપવા માટે વિચારતા હતા પરંતુ શરીઅતનો ઈલ્મ પૂરતા પ્રમાણમાં ન હોવાના કારણે ખિલાફત આપી ન હતી.

(આ કિતાબના એક અલગ પ્રકરણમાં મુહતરમ અબ્દુર્રહમાન સાહબ ભંગારવાલાનું જીવનચરિત્ર લખ્યું છે.)

આવા ચુસ્ત અને કડક ધારા–ધોરણો તેમજ કસોટીઓમાંથી પાર થઈને હઝરતની ખિલાફતનો શર્ફ હાસિલ કરનાર બુઝુર્ગોની બુલંદ શાનનો અંદાઝો આપણે શું લગાવી શકીએ ? !

## આપનો બાતિની ફયઝાન

હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિથી નકશબંદી સિલસિલાનો ફેલાવો ઘણાં મોટા પ્રમાણમાં થયો છે. સમગ્ર ભારતમાં અને વિદેશમાં પણ આપથી હઝારો લોકોએ બાતિની ફયઝ હાસિલ કર્યો. આપના અસંખ્ય મુરીદો આજે પણ હયાત છે. ગુજરાતમાં વલસાડ, સૂરત, પ્રાંતિજ, હિમ્મતનગર, હરસોલ, મોડાસા વગેરે અનેક ગામોમાં અસંખ્ય લોકો આપના રૂહાની ફયઝથી ફયઝયાબ થયા.

## પીરો–મુરશિદના ઈન્તિકાલ બાદ પ્રથમ પ્રવાસનો બનાવ

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિની હયાતીમાં સફરમાં આપ હંમેશા હઝરતની સાથે રહેતા હતા. ઈસ્વીસન ૧૯૫૧ માં હઝરતના ઈન્તિકાલ બાદ સૌ પ્રથમ આપ એકલા હરસોલ (ગુજરાત)ના દવરહ પર તશરીફ લઈ ગયા. હઝરત સાથે ન હોવાના કારણે આપનું મન ખૂબ જ મુંઝવણ અનુભવતું હતું. પરંતુ પહેલાં જ દિવસે સવારે ઈશરાકની નમાઝ પઢીને આપે સલામ ફેરવી ત્યારે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિને આપે પોતાની પાસે બેઠેલા જોયા. આ જોઈને આપની તમામ મુંઝવણો દૂર થઈ ગઈ.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિથી આપ કેટલા કરીબ હતા અને હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિની આપ પર કેટલી નઝરે કરમ હતી તેનો આનાથી વિશેષ પુરાવો શું હોઈ શકે !

**શજરએ તય્યિબહ**

આપે પોતાના પીરો–મુરશિદ રહમતુલ્લાહિ અલયહિના શજરએ તય્યિબહમાં અંતમાં નીચે પ્રમાણે શેર ઉમેર્યા હતા.

**વક્તે મુર્દન યા ખુદા જારી રહે કલિમહ તેરા,**
**સય્યિદી હઝરત અલી શેરે ખુદાકે વાસ્તે.**
**મંઝિલે દુશવાર હૈ રાહે હિદાયત કર નસીબ,**
**મુરશિદે શમ્એ 'હિદાયત' રહનુમાકે વાસ્તે,**
**ઈશ્કે મુરશિદ દિલમેં દે ઔર ઈસમેં સોઝો દર્દ દે !**
**યા ખુદા 'સોહરાબ' કો ખયરુલ વરાકે વાસ્તે.**

**ફનાઈય્યત**

કોઈ શાઈરે કેટલું સરસ કહ્યું છે :

**મિટા દે અપની હસ્તીકો અગર કુછ મરતબા ચાહે,**
**કે દાના ખાકમેં મિલ કર ગુલે ગુલઝાર હોતા હૈ.**

હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિની ઝાતે ગિરામી ઉપરના શેરનો હૂબહૂ નમૂનો હતી.

પોતાનો બુલંદ મરતબો કોઈ રીતે જાહેર ન થઈ જાય એની આપ ખાસ તકેદારી રાખતા હતા. વઅઝમાં અને વાતચીતમાં ઈરાદાપૂર્વક ભાષા એવી સીધી, સાદી, ગામડાંના લોકો જેવી વાપરતા કે આપ પ્રખર આલિમ અને આરિફ હોવાનો કોઈને અણસાર પણ ન આવે !

વઅઝમાં આપ આ શેર અચૂક ફરમાવતા હતા :

**વોહી ઝિન્દહ રહે જો મર ગએ યાદે ઈલાહીમેં,**
**હયાતે જાવિદાં આબે બકા અલ્લાહ હી અલ્લાહ હૈ.**

**મખ્દૂમ નહિ બલ્કે ખાદિમ બનવાનું આપે પસંદ ફરમાવ્યું**

કહેવત મશહૂર છે કે :

“ઈબાદતથી જન્નત મળે છે, પરંતુ ખિદમતથી ખુદા મળે છે ! ”

આપ રહમતુલ્લાહિ અલયહિએ પણ મખ્દૂમ નહિ બલ્કે ખાદિમ બનવાનું પસંદ ફરમાવ્યું હતું. પોતાના પીરો–મુરશિદની હયાતીમાં આપે ૧૮ (અઢાર) વરસ ખિદમત કરી હતી અને પીરો મુરશિદના ઈન્તિકાલ બાદ આપના વહાલા પૌત્ર અને જાનશીન ખલીફા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમત આપે પોતાના જીવનના અંત સુધી લગભગ ૩૩ (તેંત્રીસ) વરસ સુધી કરી. (ઈ.સ. ૧૯૫૧ થી ૧૯૮૪)

○ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ આપથી ઉંમરમાં ઘણાં નાના હતા અને પીરભાઈ હતા છતાં

પોતાના પીરો–મુરશિદ હોય તેવું જ વર્તન આપની સાથે કરતા હતા.

- હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિ આપને હંમેશા ‘હઝરત’ શબ્દથી જ સંબોધન કરતા.
- હઝરતની હાજરીમાં હઝરતની ઈજાઝત વગર નકશ (તાવીઝ) પણ લખતા ન હતા. જો કોઈ આપ રહિમહુલ્લાહુથી નકશ લખી આપવાની ગુઝારિશ કરતું તો આપ હઝરતની તરફ આંગળી ચિંધીને ફરમાવતા :

  ‘‘પહેલાં ત્યાંથી ઈજાઝત લઈને આવો ! ’’
- જયપૂરમાં હોય કે સફરમાં હોય, હર જગાએ હઝરતની સાથે રહેતા. પોતાના ગામ ભરોટિયા ભાગ્યે જ થોડાંક દિવસો જઈને પાછા હઝરતની ખિદમતમાં હાજર થઈ જતા.
- હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિ પણ આપ રહમતુલ્લાહિ અલયહિનો ઘણો એહતિરામ (આદર) ફરમાવતા હતા. આપને દરેક જરૂરતોનો ખૂબજ ખ્યાલ રાખતા હતા.
- દરેક મહત્ત્વના કામ વિષે બન્ને બુઝુર્ગો આપસમાં સલાહ–મશ્વરહ કરીને નિર્ણય લેતાં હતા.

### મેં આપના દાદાની ખિદમત કરી છે, વાલિદની કરું છું અને આપની પણ કરીશ

હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતની ઉત્કટ ભાવના પ્રગટ કરતો એક બનાવ અત્રે નોંધનીય છે.

ઈસ્વીસન ૧૯૭૧ માં બન્ને બુઝુર્ગો વલસાડ તશરીફ લાવ્યા હતા. હઝરતના અત્યારના ખલીફા અને જાનશીન ફરઝંદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ પણ સાથે તશરીફ લાવ્યા હતા. આપ તે વખતે નવા જ હાફિઝ થયા હતા. આપની ઉંમર તે વખતે ફકત ૧૪ (ચૌદ) વરસની હતી.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઝમાનાથી આપનો વલસાડમાં ઉતારો મોટા તાઈવાડની ઉમર ફળિયા મસ્જિદમાં રહે છે. મસ્જિદના માળ ઉપર એક છેડે હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ કેટલાક અઝીઝો સાથે વાતમાં પરોવાયેલા હતા.

બીજા છેડે હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિ, હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ અને આ નાચીઝ વાત કરતા હતા. વાતચીત દરમિયાન હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિએ હઝરતના સાહબઝાદહ સાહબ દામત બરકાતુહુમને 'હાફિઝ સાહબ ! ' શબ્દોથી સંબોધન કર્યું.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમએ ફરમાવ્યું :

"આપ પણ હાફિઝ છો ને ? "

હઝરત મૌલાના સાહબ (રહ.)એ હસતાં હસતાં ફરમાવ્યું :

"હાં, હું પણ હાફિઝ છું પરંતુ 'કુલ હુ–વલ્લાહુ શરીફ'નો હાફિઝ ! ત્રણ વખત 'કુલ હુ–વલ્લાહુ શરીફ' પઢું એટલે કુર્આન શરીફ ખત્મ ! "

તે પછી થોડી વાર થોભીને આપે આગળ ફરમાવ્યું કે :

"હાફિઝ સાહબ !
મેં આપના દાદા સાહબ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમત કરી છે. અત્યારે આપના વાલિદ સાહબની ખિદમત કરું છું અને ઈન્શા અલ્લાહ હું ભવિષ્યમાં આપની ખિદમત પણ કરીશ ! "

આ એક નાનકડા વાર્તાલાપમાંથી હઝરત મૌલાના સાહબ

રહમતુલ્લાહિ અલયહિની કેટલીયે સુંદર સિફાત જાહેર થાય છે.

○ પોતાના કરતાં ઉંમર અને ઈલ્મમાં ઘણાં નાના હોય તેવા સાથે પણ આપ અત્યંત એહતિરામથી વાતો કરતા હતા.

○ આપ રહિમહુલ્લાહુ હસમુખા, વિનોદી અને રમૂજી સ્વભાવના હતા.

○ પોતાના પીરો–મુરશિદના વંશજોની પેઢી દર પેઢી ખિદમત કરતા રહેવાની આપને તમન્ના હતી.

○ આ વાર્તાલાપમાંથી આપનો કશ્ફ પણ જાહેર થાય છે. હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ ત્યારે તરુણ વયના એક તાલિબે ઈલ્મ હોવા છતાં આપનાથી મોટા તેમજ નાના બીજા ભાઈઓ પણ હોવા છતાં આપ જ ભવિષ્યમાં હઝરતના જાનશીન થનાર છે એ વાતની હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિને વરસો પહેલાં કશ્ફથી જાણ થઈ ગઈ હતી !

## ફનાઈય્યતનો એક બીજો બનાવ

બન્ને બુઝુર્ગો વલસાડ તશરીફ લાવ્યા હતા. મોટા ઘાંચીવાડમાં કેટલાક અઝીઝોની મુલાકાત કરીને ઉમર ફળિયા મસ્જિદ તરફ ચાલતા જઈ રહ્યા હતા. બન્ને બુઝુર્ગો આગળ ચાલતા હતા અને બે ખાદિમો (૧) હઝરત મૌલાના મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ ફુટવાલા, નવસારવી, નદવી રહમતુલ્લાહિ અલયહિ (૨) આ કિતાબના લેખક નાચીઝ, નાકારહ અબ્દુલકાદિર ફાતીવાલા બન્ને બુઝુર્ગોથી થોડું અંતર રાખીને અદબના કારણે પાછળ ચાલતા હતા.

ચાલતાં–ચાલતાં હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિને અચાનક કોઈ વિચાર સ્ફૂર્યો. આપે પોતાની ચાલવાની ગતિ ધીમી કરી અને પાછળ ચાલતા બન્ને ખાદિમોની સાથે થઈ ગયા અને બન્નેની વચમાં ચાલવા લાગ્યા. હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પોતાની અસલ રફતાર

પ્રમાણે જ આગળ ચાલતા હતા.

બન્ને ખાદિમોની વચ્ચે ચાલતાં–ચાલતાં હઝરત મૌલાના સાહબ રહિમહુલ્લાહુએ પોતાનો જમણો હાથ જમણી તરફ ચાલતા ખાદિમના ખભા ઉપર મૂકયો અને ડાબો હાથ ડાબી તરફ ચાલતા ખાદિમના ખભા ઉપર મૂકયો. તે પછી આપ રહિમહુલ્લાહુ અચાનક બન્ને ખાદિમોના ખભાનો ટેકો લઈ, પોતાના પગોને ઊંચકી લઈને, લટકી ગયા !

અને હસીને ફરમાવ્યું :

"આપ બન્ને મને આ જ રીતે ઊંચકી લે જો !"

બન્ને ખાદિમો આપનો ઈશારો સમજી ગયા.

બન્નેએ ખૂબ જ વિનમ્રતાથી કહ્યું કે :

"હઝરત ! અમે તો આપનો દામન પકડીને આપની પાછળ પાછળ ઈન્શા અલ્લાહ આવીશું !"

અને હઝરત મૌલાના સાહબ (રહ.) હસતાં, હસતાં પાછા પોતાની ચાલવાની ગતિ તેજ કરીને આગળ એકલા ચાલતા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ની સાથે થઈ ગયા !

- ૦ જાહેરી અને બાતિની બન્ને પ્રકારના અતિ ઉચ્ચ દરજાઓ અને મકામાત તેમજ બુલંદ શાન ધરાવનાર બુઝુર્ગ પોતાના અદના ખાદિમોથી આવી દરખ્વાસ્ત કરે એ ખરેખર, આપની ફનાઈય્યત, આજિઝી, ઈન્કિસારી અને નમનતાઈની ચરમ સીમા છે !
- ૦ આ બનાવથી આપનો કશ્ફ પણ જાહેર થાય છે. મજકૂર બન્ને ખાદિમો ભવિષ્યમાં હઝરતની ખિલાફતથી મુશર્રફ થનાર હોવાનો કશ્ફ આપને વરસો પહેલાં થઈ ગયો હતો.

**પયદાઈશી વલી**

હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિના એક મુરીદ અને અઝીઝ મુહતરમ હમીદુલ્લાહ સોહરાબી સાહબે 'ચશ્મએ હિદાયત' નામની કિતાબ ઉર્દૂમાં લખેલી છે.

મજકૂર કિતાબમાં પાના નંબર : ૪૯ ઉપર આપે લખેલું છે કે :

"હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા મુહતરમ સય્યિદ હકીમ મહમૂદઅલી શાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ અકસર મારા પીરો મુરશિદની તારીફમાં કહ્યા કરતા હતા કે :

મૌલાના મુહમ્મદ સોહરાબઅલી શાહ પયદાઈશી વલીએ કામિલ અને અકમલ છે.

હકીમ સય્યિદ મહમૂદઅલી સાહબ આ વાત પોતાના પીરો મુરશિદના હવાલાથી પણ ફરમાવ્યા કરતા હતા."

**<u>અનેક વખત હજ્જે બયતુલ્લાહ શરીફથી મુશર્રફ થયા</u>**

હિજરીસન ૧૩૭૯ મુતાબિક ઈસ્વીસન ૧૯૬૦ માં આપ રહિમહુલ્લાહુ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહિમહુલ્લાહુ સંગાથે હજ્જે બયતુલ્લાહ શરીફના માટે તશરીફ લઈ ગયા હતા. વલસાડના હઝરત કારી મુહમ્મદ ઈદરીસ સાહબ લખનવી રહિમહુલ્લાહુ પણ આપના હજના સાથી હતા. દરબારે ખુદા તથા દરબારે હબીબે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી બેશુમાર બરકતો અને ફયઝ હાસિલ કરવાના અનેક અમૂલ્ય અવસરો આપને મળ્યા હતા.

ઈસ્વીસન ૧૯૭૪–૭૫ માં પણ આપને હજની સઆદત હાસિલ થઈ હતી.

**<u>દર્સગાહની સ્થાપના</u>**

હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિ એક પ્રખર આલિમ અને મુફતી હતા. વરસો સુધી આપે દર્સ–તદરીસ અને ફતાવા નવીસીની ખિદમત અંજામ આપી હતી એટલે આપના ઈલ્મી ફયઝાનથી આપનું પોતાનું વતન મહરૂમ કઈ રીતે રહી શકે !

આપે પોતાના વતન ભરોટીયામાં જે હવે 'સિદ્ધાર્થ નગર' નામથી ઓળખાય છે, ત્યાં 'શમ્સુલ ઉલૂમ' નામની એક દર્સગાહની સ્થાપના કરી હતી. પોતાના જીવનના અંત સુધી આપ એનું સંચાલન કરતા રહ્યા.

હાલમાં આપના જાનશીન નવાસા અને પ્રખર આલિમ હઝરત મૌલવી સય્યિદ ખુરશીદ અહમદ સાહબ નદવી દામત બરકાતુહુમ મજકૂર દર્સગાહનું સંચાલન કરે છે.

## મક્તૂબાતે સોહરાબી રહમતુલ્લાહિ અલયહિ

- હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ અનેક શખ્સોને અનેક પત્રો લખ્યા હતા.
- મહેનત અને કોશિશ કરીને આપના એ મુબારક પત્રોને મેળવીને, સંપાદિત કરીને છપાવવામાં આવે તો 'મકતૂબાતે સોહરાબી રહમતુલ્લાહિ અલયહિ'નું દળદાર પુસ્તક તૈયાર થઈ શકે.
- આપે આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાને લખેલા મુબારક પત્રોમાંથી ફકત ચાર મુબારક પત્રો નમૂના તરીકે અહીં નકલ કરું છું.

٧٨٦

તા. ૭ – ૬ – ૧૯૮૦
અઝ : ભરોટીયા

મુકર્રમ વ મુહતરમ જનાબ (અબ્દુલકાદિર) દા–મ ઈકબાલહૂ

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બ–ર–કાતુહ.

ખૈરિયતે તરફયન મતલૂબ.

જનાબ મુસ્તફા સાહબ કાપડીઆકા ખત આયા.

તહરીર ફરમાયા હૈ કે :

આપકે વાલિદ સાહબકો ફાલિજકી બીમારીસે તકલીફ હૈ.
આપકે ભાન્જેકા રિશ્તહ ભી તય હો ગયા હૈ.
અલ્લાહ તઆલા અપને ફઝલસે આપકે વાલિદ સાહબકો મુકમ્મલ શિફા અતા કરે ઔર રિશ્તહ મુબારક હો. હર તરહ ખયર વ બરકત હો. આમીન.

બ હક્કિ તા–હા વ યા–સીન સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ.

સબ હઝરાતકી ખિદમતમેં અસ્સલામુ અલયકુમ અર્ઝ કરેં.

તાલિબે દુઆ,

**મુહમ્મદ સોહરાબઅલી**

۷۸۶

તા. ૩૧ – ૧ – ૧૯૮૧

અઝ : ભરોટીયા

મુકર્રમ વ મુહતરમ જનાબ (અબ્દુલકાદિર) દા–મ ઈકબાલહૂ

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બ–ર–કાતુહ.

ખૈરિયતે તરફયન મતલૂબ.

૨૪, જનવરીકા તહરીર કરદહ જનાબ મુસ્તફા કાપડીઆ સાહબકા ખત મિલા.

આપકી બહનકે ઈન્તિકાલકે મલાલકી ખબર મઅલૂમ હૂઈ.

અલ્લાહ તઆલા મરહૂમાકો જન્નતમેં અઅલા મકામ અતા

કરે ઔર અપને ફઝલસે બખ્શ દે. આમીન.

આપ સબ લોગોંકો સબ્રે કામિલ અતા કરે.

ખિદમતમેં જનાબ મુસ્તફા કાપડીઆકો અસ્સલામુ અલયકુમ અર્ઝ કરે.

ઔર અપને યહાં સબ પુરસાને હાલકી ખિદમતમેં અસ્સલામુ અલયકુમ અર્ઝ કરે.

તાલિબે દુઆ,

**મુહમ્મદ સોહરાબઅલી**

٨٨٢

તા. ૨ – ૭ – ૧૯૮૧

અઝ : સૂરત

મુકર્રમ વ મુહતરમ જનાબ (અબ્દુલકાદિર) દા–મ ઈકબાલહૂ

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બ–ર–કાતુહ.

ખૈરિયતે તરફયન મતલૂબ.

આજ બાદ ઈશા જનાબ મુસ્તફા સાહબકી ઝબાની મઅલૂમ હુવા કે કલ આપકે ચચાકા ઈન્તિકાલ હો ગયા.

બહોત સદમા હુવા.

અલ્લાહ તઆલા અઈઝઝહ, અહબાબ, વારિષોંકો સબ્રે કામિલ અતા ફરમાએ. ઔર મરહૂમકો અપને ફઝલ ઔર નબીય્યિલ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામકે સદકેમેં બખ્શ દેં.

જન્નતમેં અઅલા મકામ અતા કરે. આમીન.

ઔર આપકે વાલિદ સાહબકા સાયા અરસા તક તંદુરસ્તીકે સાથ કાઈમ રખ્ખે. આમીન.

ખિદમતમેં અપને વાલિદ સાહબ ઔર જનાબ વકીલ ઈસ્માઈલ (બંદી) સાહબ ઔર દીગર પુરસાને હાલકો અસ્સલામુ અલયકુમ અર્ઝ કરેં.

તાલિબે દુઆ,

**મુહમ્મદ સોહરાબઅલી**

٧٨٦

તા. ૧ – ૪ – ૧૯૮૩

અઝ : જયપૂર

મુકર્રમ વ મુહતરમ જનાબ (અબ્દુલકાદિર) દા–મ ફુયૂઝુહૂ

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બ–ર–કાતુહ.

ખૈરિયતે તરફયન મતલૂબ.

એક મરતબા આપને ફરમાયા થા કે :

નકશબંદિયહકે હમારે શજરહકે બુઝુર્ગોંકે કુછ હાલાત ચાહિએ.

મૈંને એક શાગિર્દકો લિખા થા. ઉન્હોંને કોશિશ કરકે, સફર કરકે, હાલાત મઅલૂમ કરકે, કિતાબ છપવા કર મેરે પાસ રવાના ફરમાઈ હૈ. મૈં કાનપૂર છોડ આયા.

મૈંને એક સાહબકે હાથ રવાના કિયા હૈ કે આપકે પતા પર મેરા એક શજરહ ઔર હાલાતમેં જો કિતાબ લિખી હૈ, રવાના કર દે.

તાલિબે દુઆ,

**મુહમ્મદ સોહરાબઅલી**

<u>નોંધ</u> :

○ મજકૂર કિતાબનું નામ 'ચશમએ હિદાયત' છે.

○ હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના શાગિર્દ અને મુરીદ મુહતરમ હમીદુલ્લાહ સોહરાબી સાહબે એને સંપાદિત કરીને છપાવી છે.

○ અલ્હમ્દુલિલ્લાહ ! નકશબંદી ઔલિયા ગ્રંથમાળાના લેખનમાં એ મને ઉપયોગી થઈ છે.

## માંદગી અને ઈન્તિકાલ

ઈસ્વીસન ૧૯૮૪ ના માર્ચ મહિનામાં આપ સખત બીમાર પડયા. કાનપૂરમાં હોસ્પિટલમાં આપને દાખલ કરવામાં આવ્યા. હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પણ હોસ્પિટલમાં આપની ખિદમતમાં સતત હાજર રહેતા હતા. ઈલાજ અને ઉપચાર કરવામાં કોઈ કમી રાખવામાં આવી ન હતી.

એક દિવસે આપે હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિને ફરમાવ્યું કે :

> ''મને હઝરત સાહબ (હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ) જયપૂર બોલાવે છે ! ''

એના બીજા જ દિવસે જુમેરાત તારીખ : ૨૫, જમાદિલ આખર, હિજરીસન ૧૪૦૪ મુતાબિક ૨૯, માર્ચ, ૧૯૮૪ ના રોજ મળસ્કે ચાર વાગે, તહજ્જુદના સમયે કાનપૂરમાં આપનો ઈન્તિકાલ થયો. **ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

હઝરત મુજદ્દિદે અલફેસાની રહિમહુલ્લાહુના પીરો મુરશિદ હઝરત ખ્વાજા મુહમ્મદ બાકી બિલ્લાહ રહિમહુલ્લાહુનો ઈન્તિકાલ પણ ૨૫, જમાદિલ આખરના દિવસે થયો હતો એ નોંધનીય છે.

ખરેખર, આપે પોતાના આ પ્રિય શેરને પોતાના જીવનમાં ઉતારીને તેના પર અમલ કરીને બતાવ્યો :

'વોહી ઝિન્દહ રહે જો મર ગએ યાદે ઈલાહીમેં,
હયાતે જાવીદાં આબે બકા, અલ્લાહ હી અલ્લાહ હૈ.'

**મઝારે મુબારક**

આપના જિસ્મે મુબારકને કાનપૂરથી જયપૂર લાવવામાં આવ્યો અને ૨૬, જમાદિલ આખર, હિજરીસન ૧૪૦૪ મુતાબિક ૩૦, માર્ચ, ૧૯૮૪ ના જુમ્અહના દિવસે જુમ્અહની નમાઝથી પહેલાં આપને આપના પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુના મઝારે મુબારકની પાસે દફન કરવામાં આવ્યા.

**એ મનઝર યાદ આવે છે !**

- આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલા ઈસ્વીસન ૧૯૮૨ માં જયપૂર ગયો હતો.
- મારી ખૂશનસીબી હતી કે હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ પણ તે જ વખતે ભરોટીયાથી જયપૂર તશરીફ લાવ્યા.
- હું પંદર દિવસ જયપૂરમાં રોકાયો.
- હઝરત મૌલાના રહમતુલ્લાહિ અલયહિ તો તે પછી પણ રોકાયા હતા.
- અમારા બન્નેનો ઉતારો, હિદાયત મસ્જિદના માળ ઉપર મેહમાનખાનામાં હતો.
- એ પંદર દિવસ સુધી સતત ૨૪ (ચોવીસ) કલાક હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં રહેવાનો, એમની સુહબતનો, એમની તવજ્જુહાતનો, એમના સાથે વાતચીતનો, એમના ઘણાં બનાવો જાણવાનો, એમના કીમતી મલફૂઝાત અને નસીહતો સાંભળવાનો કીમતી મોકો અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી આ નાચીઝને આપ્યો.

o હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ની તબીઅત ત્યારે ઠીક ન હોવાથી આપ કબ્રસ્તાન આવી શકતા ન હતા પરંતુ આપ (રહ.)ના હુકમથી અમે બન્ને દરરોજ ફજરની નમાઝ હિદાયત મસ્જિદમાં પઢીને સાયકલ રીક્ષા ભાડે કરીને કબ્રસ્તાન જતા હતા.

o અમે સાથે એક ચાદર લઈ જતા હતા જે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ (રહ.)ના મઝારે મુબારકની સામે પાથરીને તેના પર બેસી જતા અને મુરાકિબ થઈને મોડે સુધી બેસતા હતા.

o તે પછી ફરી પાછા સાયકલ રીક્ષા ભાડે કરીને અમે હિદાયત મસ્જિદ પર આવતા હતા.

o એક અજીબ વાત છે કે જે જગાએ ચાદર પાથરીને અમે બન્ને બેસતા હતા તે જ જગાએ આજે હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ રહિમહુલ્લાહુનો પોતાનો મઝારે મુબારક છે !

o એટલે હવે જયારે જયારે હું જયપૂર જાઉં છું અને આપના મઝારે મુબારક પર હાજર થાઉં છું ત્યારે મને ચાદર ઉપર બેસીને મુરાકિબ થવાનો પેલો મનઝર યાદ આવે છે અને હૈયું ઉછાળા મારે છે અને આંખો આંસૂઓથી ભીની થઈ જાય છે !

**આતા હૈ યાદ મુઝકો, ગુઝરા હુવા ઝમાના,**
**વોહ ઉનકે સાથ જાના, વોહ ઉનકે સાથ આના.**



**આજ હૈ ફિરદવસમેં તુ કુદસિયોંસે હમકલામ,**
**આસમાંસે રહમતે હો તેરી તુરબત પર તમામ.**

**<u>આપના જાનશીન</u>**

હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિની અવલાદમાં માત્ર એક સાહબઝાદી મુહતરમા સય્યિદહ સાલિહા ખાતૂન હતા. એમના સાહબઝાદહ અર્થાત હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ

અલયહિના નવાસા હઝરત મૌલાના સય્યિદ ખુરશીદ અહમદ સાહબ નદવી દામત બરકાતુહુમ હાલમાં આપ રહમતુલ્લાહિ અલયહિના જાનશીન છે. હઝરત મૌલાના સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઈન્તિકાલ બાદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતે આપની દસ્તારબંદી કરી હતી.

## દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનવના ચાર ભૂતપૂર્વ સમકાલિન વિદ્યાર્થીઓ

વર્તમાનકાળના નીચેના ચાર પ્રખર આલિમો અને આરિફો, ભૂતકાળમાં, યુવાનીમાં, દારુલ ઉલૂમ નદવતુલ ઉલમા, લખનવમાં સમકાલિન વિદ્યાર્થીઓ હતા અને હોસ્ટેલમાં એક સાથે રહેતા હતા.

(૧) હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ (અમીરે જામિઅહ હિદાયત, જયપૂર)
(૨) હઝરત મૌલાના મુહમ્મદ ઝિયાઉર્રહીમ સાહબ દામત બરકાતુહુમ (નાઈબ અમીરે જામિઅહ હિદાયત, જયપૂર)
(૩) હઝરત મૌલાના મુહમ્મદ યૂસુફ સાહબ સૂરતી, ગુજરાતી દામત બરકાતુહુમ (ઉસ્તાદે હદીષ અને સદર મુદર્રિસ, જામિઅહ હિદાયત, જયપૂર)
(૪) હઝરત મૌલાના સય્યિદ ખુરશીદ અહમદ સાહબ દામત બરકાતુહુમ (હઝરત મૌલાના મુફતી સય્યિદ મુહમ્મદ સોહરાબઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિના નવાસા)

- નદવતુલ ઉલમાથી ફારિગ થયા બાદ હઝરત મૌલાના ખુરશીદ અહમદ સાહબે કેટલાક વરસ જામિઅહ હિદાયત, જયપૂરમાં ઉસ્તાદે હદીષ તરીકે ખિદમત આપી હતી.
- હાલમાં આપ ભરોટીયા (સિદ્ધાર્થ નગર)માં પોતાના મુહતરમ નાના સાહબે સ્થાપેલા ‘શમ્સુલ ઉલૂમ’ દર્સગાહનું સંચાલન કરે છે.

# ત્રીજું પ્રકરણ

# હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ સૂરતી રહમતુલ્લાહિ અલયહિ

## આપના પૂર્વજો

આપના ખાનદાનના લોકો પાસે જાણવા મળેલી વિગતો પ્રમાણે :

- આપના પૂર્વજો મીસરના અરબો હતા.
- તેમાંથી કેટલાક લોકો હિન્દુસ્તાન આવ્યા હતા.
- તેમાંથી કેટલાક લોકો ગુજરાતના હાલના નવસારી જિલ્લાના ગણદેવી ગામમાં સ્થાયી થયા હતા.
- એમની મૂળ અટક શેખ હતી પરંતુ ગણદેવીમાં તેલનો મોટો વેપાર કરતા હતા એટલે ઘાંચી પણ કહેવાતા હતા.

## બે ભાઈઓ ગણદેવીથી સૂરત આવ્યા

ગણદેવીથી આપના ખાનદાનના બે ભાઈઓ સૂરત આવી સ્થાયી થયા.

**(૧) અબ્દુલ કરીમ :**

તેઓ રાંદેર નજીક બરબોધન નામના ગામમાં કોઈ મસ્જિદમાં ઈમામત કરાવતા હતા એટલે બરબોધનવાલા તરીકે લોકોમાં પ્રખ્યાત થઈ ગયા. તેમની ઔલાદ આજે પણ બરબોધનવાલા તરીકે મશહૂર છે.

**(૨) અબ્દુર્રહીમ :**

- ગણદેવીથી સૂરત આવનાર બીજા ભાઈનું નામ અબ્દુર્રહીમ હતું. તેઓ સૂરતમાં જ સ્થાયી થયા.

o અબ્દુર્રહીમના બે પુત્રો હતા :

મોટા પુત્રનું નામ ગુલામનબી અને

નાના પુત્રનું નામ ગુલામ રસૂલ હતું.

## ગુલામ રસૂલનો જન્મ અને જાહેરી તાલીમ

o આપનો જન્મ સૂરતમાં થયો હતો.

o સૂરતના સગરામપૂરામાં આપના ખાનદાનના લોકો હજુ આજે પણ મોજૂદ છે. તેઓની અટક મૌલવી છે.

o આપે જાહેરી તાલીમ ત્યારના પ્રખ્યાત અને પ્રખર આલિમ તથા મુદર્રિસ હઝરત મૌલાના મુહમ્મદ હુસયન સાહબ રહમતુલ્લાહિ અલયહિની પાસે મેળવી હતી.

o આપના મજકૂર ઉસ્તાદનો મઝાર સૂરતમાં સગરામપૂરામાં, મૌલવી સ્ટ્રીટમાં, હિદાયત મસ્જિદના સહનમાં આપના મઝારની બાજુમાં જ છે.

o હઝરત ગુલામ રસૂલ સાહબની યાદશકિત ખૂબ જ તીવ્ર હતી.

o ઉપરાંત આપ કુર્આન શરીફને હિફઝ કરવા માટે સખત મહેનત કરતા હતા.

o એટલે આપ ઘણાં ટૂંકા સમયમાં પ્રખર હાફિઝ થઈ ગયા.

o આપનો અવાજ પણ મધૂર અને મીઠો હતો.

o આપની તિલાવતની શૈલી પણ ખૂબ જ દિલકશ અને દિલનશીન હતી.

o આપના જેવી ખૂબીઓ ધરાવનારા હાફિઝો ઘણાં ઓછા પ્રમાણમાં જોવા મળે છે.

o કુરઆન શરીફના હાફિઝ થઈ ગયા પછી આપ ઉચ્ચ દીની તાલીમ મેળવવામાં મશગૂલ થઈ ગયા.

o આપની ઉચ્ચ કાબિલિયત, સખત મહેનત, ઉસ્તાદનો અદબ અને ખિદમત તેમજ ઉસ્તાદની ખાસ તવજ્જુહ અને ઉમદહ તાલીમના

કારણે આપ થોડાં વરસમાં પ્રખર આલિમ પણ બની ગયા.

**ઈમામત**

- આપની ઉમદહ કિરઅત અને પ્રખર ઈલ્મિયતના કારણે સૂરતમાં સલાબતપૂરાની તાડવાલી મસ્જિદના ટ્રસ્ટીઓએ આપને આગ્રહપૂર્વક પોતાની મસ્જિદના ઈમામ બનાવ્યા.
- હઝરત હાફિઝ, મૌલવી ગુલામ રસૂલ સૂરતી સાહબે પોતે અને આપના ખાનદાનના હાફિઝો, કારીઓ અને આલિમોએ વરસો સુધી આ મસ્જિદમાં ઈમામતની ખિદમત અંજામ આપી.

**આપ તરાવીહ વલસાડની મસ્જિદમાં પઢાવતા હતા**

- તે ઝમાનામાં વલસાડના શેઠ ફકીરભાઈ મનિયાર હાફિઝો, આલિમો અને અલ્લાહવાળાઓના ખાસ ચાહક અને ખિદમતગુઝાર હતા. આપનો વિસ્તૃત પરિચય ‘વલસાડના ચાર નકશબંદી ઔલિયા’ કિતાબમાં લખ્યો છે.
- ખૂબ જ તેજસ્વી અને પ્રતિભાશાળી વ્યકિતઓની આપ તલાશ કરાવતા રહેતા હતા અને તેમને દૂર દૂરથી પોતાને ત્યાં વલસાડમાં આગ્રહપૂર્વક બોલાવતા હતા.
- હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ સૂરતી (રહ.)ની મધૂર, મીઠી અને દિલકશ કિરઅતની ખ્યાતિ સાંભળી શેઠ ફકીરભાઈ મનિયારે આપને રમઝાન મુબારકમાં વલસાડના મોટા તાઈવાડની, ઘડોચી મસ્જિદમાં તરાવીહ પઢાવવા માટે ખાસ આમંત્રણ આપીને બોલાવ્યા.
- પ્રથમ વરસે જ આપની કિરઅત શેઠ ફકીરભાઈ મનિયારને એટલી પસંદ પડી ગઈ કે પછી દર વરસે તરાવીહ માટે બોલાવવાનો નિયમ થઈ ગયો.

**વલસાડમાં મહાન નકશબંદી બુઝુર્ગ સાથે મુલાકાત**

○ તે ઝમાનામાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી (રહ.) નકશબંદી, મુજદ્દિદી સિલસિલાના ખૂબ જ મશહૂર બુઝુર્ગ હતા.
○ મુહતરમ શેઠ ફકીરભાઈ મનિયાર પણ આપના મુરીદ હતા.
○ શેઠ ફકીરભાઈ મનિયારના આગ્રહના કારણે હઝરત જયપૂરી રહમતુલ્લાહિ અલયહિ ઘણી વાર વલસાડ તશરીફ લાવતા હતા અને ઘણાં દિવસો સુધી અહીં વલસાડમાં રોકાતા હતા.
○ હઝરત જયપૂરી રહિમહુલ્લાહુના વલસાડના રોકાણ દરમિયાન હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ સૂરતીને આપથી મુલાકાતનો અને આપને નજીકથી જોવા, જાણવાનો મોકો મળ્યો.

## હઝરત જયપૂરી રહિમહુલ્લાહુથી બયઅત થયા

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહુની :
○ શરીઅત અને સુન્નતની ચુસ્ત પાબંદી,
○ તકવો અને પરહેઝગારી,
○ આપના ઉચ્ચ અખ્લાક અને સાદગી,
○ ઈબાદતો અને મઅમૂલાતની પાબંદી,
○ આપના વિનય, વિવેક અને વિનમ્રતા... વગેરેથી હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ સૂરતી રહમતુલ્લાહિ અલયહિ ખૂબ જ પ્રભાવિત થયા અને આપથી બયઅત થઈ આપના મુરીદ બની ગયા.
○ બયઅત થવા પછી પોતાના પીર સાહબની હિદાયતો અને આપે બતાવેલા અમલો, મઅમૂલાત અને ઝિક્ર–ફિક્રમાં આપ મશગૂલ થઈ ગયા.

## હઝરતની સૂરતની મુલાકાતો અને ઉતારો

○ હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ રહમતુલ્લાહિ અલયહિ સૌથી પ્રથમ પોતાના પીર સાહબને વલસાડથી સૂરત લઈ ગયા.

○ તે પછી આપ વારંવાર સૂરત તશરીફ લાવતા રહેતા હતા.
○ આપ હંમેશા મસ્જિદમાં જ ઉતારો કરતા હતા. રાતે પણ મસ્જિદમાં જ આરામ ફરમાવતા હતા.
○ આપ પોતાનો બિસ્તરો પણ જયપૂરથી પોતાની સાથે લાવતા હતા.

## સૂરતમાં મહેમાની અને બીજા પ્રોગ્રામોનું આયોજન

○ સૂરતમાં આપ હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબના મહેમાન તરીકે રહેતા હતા.
○ જો કોઈએ હઝરતને દાવત આપવી હોય તો હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ મારફતે તેમની સંમતિથી આપવી પડતી હતી.
○ હઝરત પોતાના તમામ પ્રોગ્રામો હઝરત હાફિઝ ગુલામ રસૂલ સાહબ રહમતુલ્લાહિ અલયહિના મશ્વરાથી જ નક્કી કરતા હતા.
○ સૂરતના હઝરતના નિવાસ દરમિયાન હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ રહમતુલ્લાહિ અલયહિ લગભગ ૨૪ કલાક સતત હઝરતની ખિદમતમાં રહેતા હતા.
○ હઝરતને કોઈ તકલીફ ન થાય એની ખાસ તકેદારી રાખતા હતા.

## ઉતારા માટે મસ્જિદ બદલી

○ શરૂઆતમાં સૂરતમાં હઝરતનો ઉતારો સગરામપૂરાની હરરાયની મસ્જિદમાં રહેતો હતો.
○ તે પછી કેટલીક મસ્લિહતોના કારણે હઝરતનો ઉતારો સગરામપૂરાની મૌલવી સ્ટ્રીટની જોગટાવાડની મસ્જિદમાં ગોઠવવામાં આવ્યો.
○ એ મસ્જિદનું હવે નવું નામ હઝરતના નામ પરથી ‘હિદાયત મસ્જિદ’ રાખવામાં આવ્યું છે.
○ ઈન્તિકાલ સુધી આપનો ઉતારો એ જ મસ્જિદમાં રહ્યો.
○ આપના પૌત્ર અને જાનશીન હઝરત મૌલાના શાહ મુહમ્મદ

અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો ઉતારો પણ ઈન્તિકાલ સુધી એ જ મસ્જિદમાં રહેતો હતો.

○ હવે એમના સાહબઝાદહ અને જાનશીન હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમનો ઉતારો પણ હંમેશા એ જ મસ્જિદમાં રહે છે.

## હઝારો લોકો આપથી બયઅત થયા

○ સૂરત અને આસપાસના દૂર દૂરના વિસ્તારોમાં હઝરતની ખ્યાતી ઘણી ફેલાઈ ગઈ.

○ હઝારો લોકો આપથી બયઅત થઈ આપના બાતિની નૂરથી ફૈઝયાબ થયા.

○ બીજા હઝારો લોકોએ આપની ખિદમતમાં હાજર થઈ આપથી દુઆ કરાવીને પોતાની મુશકેલીઓ હલ કરી તેમજ બીમારીઓથી શિફા મેળવી.

## તહજ્જુદ બાદનો ઝિક્રનો હલકો

○ હઝરત અરધી રાતે અચૂક ઊઠી જતા હતા.

આપનો જ એક સુંદર શેર છે :

**જાગના હો જાગ લે, અફલાકકે સાયે તલે,**
**હશ્ર તક સોતા રહેગા, ખાકકે સાયે તલે.**

○ જાગવું હોય તો અત્યારે અફલાક (આસમાનો)ની નીચે એટલે કે હયાતીમાં જાગી લે !

○ મરવા પછી તો કબરમાં માટીના નીચે કિયામત સુધી સૂવાનું જ છે.

○ તહજજુદની નમાઝ બાદ હઝરત મુરાકિબ થઈને ઝિક્રમાં ડૂબી જતાં. બાતિની તરક્કીમાં રસ ધરાવનારા અસંખ્ય લોકો દૂર દૂરથી મસ્જિદમાં આવીને હઝરતની પાછળ ઝિક્રમાં મશગૂલ થઈ જતા.

○ હઝરત એ લોકોના દિલો તરફ તવજ્જુહ ફરમાવી પોતાનું નૂર તેમાં ઈલ્કા ફરમાવતા.
○ કેટલાક લોકોમાં અજીબ કેફિયત પેદા થઈ જતી હતી.

## ઈશાની નમાઝ બાદ ઝિક્ર અને બયાન

○ હઝરત દરરોજ ઈશાની નમાઝ બાદ સુન્નતો અને નવાફિલથી ફારિગ થઈને કિબ્લહ તરફથી ફરીને લોકો તરફ મોઢું કરીને બેસી જતા.
○ લોકો પણ હઝરતથી શકય એટલા નજીક આવી જતા.
○ પ્રથમ સૂરએ 'ફાતિહા' અને ત્રણ વખત સૂરએ 'ઈખ્લાસ' પઢીને સિલસિલાના બુઝુર્ગોની પવિત્ર રૂહોને ઈસાલે સવાબ કરવામાં આવતો.
○ તે પછી હઝરત અને બધાં હાજરજનો આંખો મીચીને ઝિક્રે કલ્બીમાં મશગૂલ થઈ જતા.
○ હઝરત બધાં પર તવજ્જુહ ફરમાવતા.
○ કેટલોક સમય પછી ઝિક્રથી ફારિગ થઈને હઝરત બયાન ફરમાવતા.
○ આપની ઝિક્રની અને બયાનની મજલિસમાં ફરિશ્તાઓ પણ હાજર રહેતા હતા.
○ એવો એક બનાવ પહેલાં પ્રકરણમાં લખ્યો છે.

## હઝરત હાફિઝ, મૌલવી ગુલામ રસૂલ સાહબની બાતિની તરક્કી

○ હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ પોતાની બાતિની તરક્કીના માટે ખૂબ સખત મહેનત અને મુજાહદા તેમજ ઝિક્ર અને ફિક્ર કરતા હતા.
○ હઝરત સૂરત તશરીફ લાવતા ત્યારે સતત આપની સુહબતમાં રહેતા હતા.

- હઝરત જયપૂરમાં હોય ત્યારે આપ પોતે જયપૂર તશરીફ લઈ જતા અને દિવસો સુધી હઝરતની ખિદમતમાં રહી બાતિની ફૈઝ હાસિલ કરતા હતા.
- આપની મહેનત, મુજાહદા, ઝિક્ર તેમજ હઝરતની નઝરે કરમ અને ખુસૂસી તવજ્જુહાતથી અલ્લાહ તઆલાએ પોતાના ફઝલો કરમથી આપને કામિલ, મુકમ્મલ બનાવી દીધા.

## હઝરતે પોતાની ખિલાફતથી નવાઝયા

બાતિની કમાલાત હાસિલ થઈ જવા બાદ એક દિવસ હઝરતે સૂરતની હિદાયત મસ્જિદમાં લોકોની વિશાળ હાજરીમાં પોતાના દસ્તે મુબારક વડે હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબની દસ્તારબંદી કરી અને આપને પોતાની ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા.

તે પછી હાજરજનોને સંબોધીને હઝરતે ફરમાવ્યું કે :

"મૌલવી સાહબને પણ મારી જેમ જ સમજજો."

## બીવીના પહેરવાના ઘરેણાં વેચીને હઝરતને નાણાં મોકલ્યા

- હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ ફના ફિશ્શયખ હતા.
- આપને હઝરતથી અપાર મુહબ્બત હતી.
- આપ હઝરતના માટે પોતાનું સર્વસ્વ કુરબાન કરવા માટે તૈયાર હતા.
- હઝરતે પોતાની કિતાબ 'દુર્રે લાસાની'ના પહેલાં ભાગની પ્રસ્તાવનામાં લખેલા એક બનાવનો ભાવાર્થ આ પ્રમાણે છે :
  - હઝરત એક ગરીબ માણસના જામીન રહી તેને એક માલદાર પાસે ચોક્કસ મુદતમાં ચુકવવાની શરતે અમુક રકમ કર્ઝે અપાવી હતી.
  - નક્કી કરેલી મુદત વીતી જવા છતાં પેલા ગરીબ કર્ઝદારે કર્ઝની રકમ ચુકવી નહિ.
  - પેલા લેણદારે કર્ઝદાર અને જામીન બન્ને પર કોર્ટમાં કેસ કર્યો.

- ○ કોર્ટે બન્નેને બે મહીનાની જેલની સજા કરી.
- ○ હઝરતના પોતાના પાસે પણ કર્ઝ ચુકવવા નાણાં ન હતા.
- ○ આથી હઝરત ખૂબ જ ચિંતા અને પરેશાનીમાં હતા.

○ આ વાતની જાણ અહીં સૂરતમાં હઝરત મૌલવી ગુલામ રસૂલ સાહબને થઈ.

○ આપના પાસે પણ રોકડા નાણાં ન હતા.

○ આપે પોતાની બીવીના પહેરવાના ઘરેણાં વેચીને જે કંઈ રકમ મળી તે હઝરતની ખિદમતમાં જયપૂર મોકલી આપી.

**અગર કુછ મરતબા ચાહે, તો ખિદમત કર ફકીરોંકી,**
**નહી મિલતા યહ ગવહર, બાદશાહોંકે ખઝાનોંમેં.**

○ આ કિતાબના પ્રકરણ : ૧ માં હઝરત રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર લખ્યું છે.

○ સૂરતના હઝરતના ખાસ ખાદિમ અને મુરીદ મુહતરમ શમ્સુદીનભાઈને હઝરતે ૨૧, જૂન, ૧૯૩૯ ના રોજ લખેલો મુબારક પત્ર તેમાં નકલ કર્યો છે.

○ એ પત્રમાં હઝરતે લખ્યું છે કે :

"મૈં કભી કભી જનાબ મૌલવી ગુલામ રસૂલ સાહબસે રૂપિયા બ કદરે ઝરૂરત મંગા લિયા કરતા હૂં ઔર ફિર ઉનકો દે દેતા હૂં લેકિન મૌલવી સાહબકી હાલત આજ કલ બ વજહ નયા મકાન ઔર લડકીકી શાદી ઔર કર્ઝદારીસે ઐસી નહીં હૈ જો મૈં ઉનકો લિખૂં."

## <u>મુરશિદનો મુબારક મકતૂબ (પત્ર)</u>

○ હઝરત હાફિઝ મૌલવી ગુલામ રસૂલ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પોતાના મુરશિદને પત્રો લખીને પોતાની કેફિયત જણાવતા રહેતા હતા.

○ આપના મુરશિદ પણ એના જવાબમાં આપને પત્રો લખીને યોગ્ય

રાહબરી ફરમાવતા રહેતા હતા.

o એ અસંખ્ય મુબારક પત્રોમાંથી મને મળેલો ફકત એક પત્ર અહીં નકલ કરું છું.

o હઝરત મૌલવી સાહબ રહમતુલ્લાહિ અલયહિના પ્રપૌત્ર કાઝી અબ્દુલ હય ઈબ્ને કારી અબ્દુસ્સલામ સાહબ પાસે એ પત્ર મળ્યો છે.

૭૮૬

મખ્દૂમે મુઅઝઝમ જનાબ મૌલવી ગુલામ રસૂલ સાહબ,

અસ્સલામુ અલયકુમ.

આપકા કરમનામહ સાદિર હુવા.

અબ્દુર્રહમાન સાહબ મુઅઝિઝનકે ઈન્તિકાલકા અફસોસ વ રંજ હૈ.

અલ્લાહ તઆલા મરહૂમકો બખ્શ દે, આમીન.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

અબ્દુર્રહમાન સાહબ મેરે રફીક થે ઔર બહોત સીધે આદમી થે ઔર બહોત નેક થે.

અલ્લાહ તઆલા ઉનકી કબ્રકો નૂરસે મુનવ્વર કરે.

યહ મેરી ભૂલ હૈ કે મૈંને અઝીઝ ગુલામ મુહમ્મદકી વાલિદહ સાહિબહકી બીમારપુરસી નહીં કી.

અલ્લાહ તઆલા ઉન્હેં સિહત અતા ફરમાએ.

મેરી જિસ કદર વોહ બરસોંસે ખિદમત કરતે હૈં ઉસકો મેરા દિલ ખૂબ જાનતા હૈ.

અલ્લાહ તઆલા ઉનકો દોનોં જહાનમેં ખૂશ ઔર આબાદ રખ્ખે.

મૈં ઉનસે કયસે નાખૂશ હો સકતા હૂં ?

જબ મૈં નાખૂશ હોનેવાલોંસે હી નાખૂશ નહી હોતા તો ખૂશ કરનેવાલોંસે કબ નાખૂશ હો સકતા હૂં ?

વાલિદએ ગુલામ મુહમ્મદ તો મેરી પુરાની રફીકા ઔર ખિદમતગુઝાર હૈ.
અલ્લાહ તઆલા ઉનકો ઔર ઉનકી ઔલાદકો ખૂશ ઔર આબાદ રખ્ખે. આમીન.

હાફિઝ અબ્દુલકાદિર ઔર બનૂ મિયાં સાહબ જયપૂર આયે.
અગર હુસૈન સાહબ ઉનકે સાથ આ જાતે તો બહોત અચ્છા હોતા. વોહ ઈસ મસ્જિદમેં અઝાન કહતે.
કુછ દિન યહાં રહતે તો બહોત અચ્છા હોતા.
અઝીઝ ગુલામ કાદિર ભી બહોત કમ રહે.
મૈંને ઠહરનેકો બહોત કહા લેકિન ઉનકો સૂરત ઔર ઘર બહોત (યાદ) આયા. ઠહરે નહીં.

અઝીઝ ગુલામ મુહમ્મદ, ગુલામ કાદિર, ગુલામ અહમદ, ગુલામ અલી સાહબ, સિરાજુદ્દીન સાહબ, હુસયન સાહબ ઔર દોસ્તોંકો સલામ ઔર ઘરમેં સબકો દુઆ કહે.

૩૧, જૂલાઈ, ૧૯૪૫ ઈસ્વી. **મુહમ્મદ હિદાયતઅલી**

**ઈન્તિકાલ અને દફન**

હઝરતે ઉપરનો મુબારક પત્ર આપને લખ્યાના ફકત બે મહિના પછી અને ખિલાફત મળ્યાના લગભગ ૧૦ (દસ) વરસ બાદ પોતાના પીરો મુરશિદની હયાતીમાં જ ૨૦, શવ્વાલ, ૧૩૬૪ હિજરીસન મુતાબિક ૨૮, સપ્ટેમ્બર, ૧૯૪૫ ઈસ્વીસનમાં જુમ્અહના દિવસે હઝરત મૌલાના ગુલામ રસૂલ સાહબનો ઈન્તિકાલ થયો.

સૂરતની સગરામપૂરાની હિદાયત મસ્જિદના સહનમાં આપના

મુહતરમ ઉસ્તાદ મૌલાના મુહમ્મદ હુસૈન સાહબ રહમતુલ્લાહિ અલયહિની બાજુમાં આપને દફન કરવામાં આવ્યા.

**તખ્તી પર લખેલો શેર**

આપના મઝારે મુબારકના સિરહાને લગાવેલી આરસપહાણની તખ્તી ઉપર આપની તારીખે વફાતનો શેર નીચે પ્રમાણે લખેલો છે :

**બીસ શવ્વાલકો ખુદાકે ઘર,**
**રૂહ જુમ્અહકે દિન હૂઈ મકબૂલ,**
**હિજરી તેરાસો ઔર ચૌસઠમેં,**
**ચલ દિએ મૌલવી ગુલામ રસૂલ.**

**હઝરત ગુલામ રસૂલ સાહબ રહિમહુલ્લાહુની ઔલાદ**

● આપના ત્રણ પુત્રો હતા :

(૧) હાફિઝ ગુલામ મુહમ્મદ

(૨) હાફિઝ ગુલામ મુહ્યુદ્દીન

તેમણે જયપૂરમાં હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિની છત્રછાયા (સરપરસ્તી)માં કુર્આન શરીફ હિફઝ કર્યું હતું અને દીની તાલીમ મેળવી હતી.

હઝરતના પૌત્ર અને ભાવી જાનશીન હઝરત શાહ અબ્દુર્રહીમ સાહબ પણ ત્યારે આપની સાથે પઢતા હતા.

(૩) જનાબ અબ્દુલ ગફૂર

● હઝરત મૌલાના ગુલામ રસૂલ સાહબ (રહ.)ની બે બેટીઓ હતી :

(૧) મોટી બેટીનું નામ મરિયમબીબી હતું. એના નિકાહ હઝરત મૌલાના ગુલામ રસૂલ રહમતુલ્લાહિ અલયહિના મોટા ભાઈ ગુલામ નબીના પુત્ર ગુલામ અહમદ સાથે થયા હતા.

તેમના બે બાળકો થયા હતા પરંતુ બન્ને નાની ઉંમરમાં વફાત પામ્યા હતા.

(૨) નાની બેટી આઈશહના નિકાહ હઝરત મૌલાના ગુલામ રસૂલ સાહબના મોટા ભાઈ ગુલામ નબીના બીજા પુત્ર ગુલામ કાદિર સાથે થયા હતા. તેમને ત્યાં ત્રણ છોકરીઓ પૈદા થઈ હતી. પુત્ર ન હતો. એટલે હઝરત મૌલાના ગુલામ રસૂલ સાહબના મોટા ભાઈ ગુલામ નબીની નસલ આગળ વધી ન શકી.

## ઔલાદની ઔલાદ

- હઝરત મૌલાના ગુલામ રસૂલ સાહબ રહમતુલ્લાહિ અલયહિની બે બેટીઓની ઔલાદની વિગતો ઉપર આવી ગઈ છે.
- ત્રણ પુત્રોની ઔલાદની વિગતો નીચે પ્રમાણે છે :

### (૧) હાફિઝ ગુલામ મુહમ્મદની ઔલાદ

- એમનો એક પુત્ર અને બે પુત્રીઓ હતી.
- પુત્રનું નામ કાઝી હાફિઝ કારી અબ્દુસ્સલામ મૌલવી હતું.
- મોટી પુત્રીનું નામ આમિનાબીબી હતું.
- નાની પુત્રીનું નામ મયમૂના હતું.

### (૨) હાફિઝ ગુલામ મુહ્યુદ્દીનની ઔલાદ

- એમના ચાર પુત્રો અને બે પુત્રીઓ હતી.
- ચાર પુત્રોના નામો નીચે પ્રમાણે છે :

  મુહમ્મદ ઝાહિદ, મુહમ્મદ આબિદ, ગુલામ રસૂલ અને ગુલામ મુહમ્મદ
- એમની બે પુત્રીઓના નામો નીચે પ્રમાણે છે :

  (૧) હાજરાબીબી (૨) ઝોહરાબીબી.

(૩) અબ્દુલ ગફૂર

હઝરત મૌલાના ગુલામ રસૂલ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ત્રીજા પુત્ર અબ્દુલ ગફૂરને લકવો થયો હતો. શરીર અપંગ હતું. એમની શાદી થઈ ન હતી એટલે એમની કોઈ ઔલાદ નથી.

## પૌત્ર કાઝી, હાફિઝ, કારી અબ્દુસ્સલામની ઔલાદ

હઝરત મૌલાના ગુલામ રસૂલ સાહબ (રહ.)ના સૌથી મોટા પુત્ર હાફિઝ ગુલામ મુહમ્મદના પુત્ર કાઝી, હાફિઝ, કારી અબ્દુસ્સલામના પાંચ પુત્રો અને એક પુત્રીના નામો નીચે પ્રમાણે છે :

(૧) ગુલામ મુહમ્મદ મૌલવી
(૨) કાઝી અબ્દુલ હય મૌલવી
(૩) ગુલામ રસૂલ મૌલવી
(૪) મુહમ્મદ ઉસમાન મૌલવી
(૫) હાફિઝ મુહમ્મદ ઈબ્રાહીમ મૌલવી
(૬) પુત્રી રશીદા

## હઝરત મૌલાના ગુલામ રસૂલ સાહબ રહમતુલ્લાહિ અલયહિનું ખાનદાન

- હઝરત મૌલાના ગુલામ રસૂલ સાહબનું ખાનદાન 'મૌલવી ખાનદાન' તરીકે પ્રખ્યાત છે.
- આપના ખાનદાનના લોકો પોતાના નામની પાછળ મૌલવી અટક લખે છે.

## હઝરત મૌલવી સાહબની એક પુસ્તિકા

- હઝરત મૌલવી ગુલામ રસૂલ સાહબે 'તરકીબે નવાફિલ બ રોઝ આશૂરહ' નામની એક નાની પુસ્તિકા લખી હતી.
- હઝરત મૌલવી ગુલામ રસૂલ સાહબના પરપોતા (પ્રપૌત્ર) જનાબ કાઝી અબ્દુલ હય ઈબ્ને કારી અબ્દુસ્સલામ મૌલવીએ એને ફરીથી છપાવી હતી ત્યારે એની નકલ મને આપી હતી જે હજુ મારી પાસે મોજૂદ છે.

# ચોથું પ્રકરણ

## હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ ફૈઝાબાદી બાદમાં સૂરતી રહમતુલ્લાહિ અલયહિ

### જન્મ અને વતન

o હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ (રહ.)નો જન્મ હિજરીસન ૧૩૨૩ મુતાબિક ઈસ્વીસન ૧૯૦૫ માં ફૈઝાબાદ નામના શહેરમાં થયો હતો.

o ફયઝાબાદ ઉત્તર પ્રદેશ (યુ.પી.) રાજયનું એક મશહૂર શહેર છે.

o ફયઝાબાદ આપની જન્મભૂમિ હોવાથી આપની અટક ફયઝાબાદી થઈ ગઈ.

### જાહેરી શિક્ષણ

o ઉત્તર પ્રદેશના મુસ્લિમોની માતૃભાષા ઉર્દૂ છે.

o ત્યાંની શાળાઓ અને મહાશાળાઓમાં પણ ઉર્દૂ માધ્યમમાં શિક્ષણ આપવામાં આવે છે.

o હઝરત બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પણ ત્યાં ઉર્દૂ ભાષામાં ઉચ્ચ કક્ષાનું શિક્ષણ મેળવ્યું.

### નોકરીની તલાશમાં સૂરત આવ્યા

o ઉર્દૂ ભાષામાં ઉચ્ચ શિક્ષણ મેળવીને હઝરત બયતુલ્લાહ સાહબ નોકરીની તલાશમાં સૂરત તશરીફ લાવ્યા.

o અત્યારની જેમ ત્યારે પણ ગુજરાતની શાળાઓ અને મહાશાળાઓમાં માતૃભાષા ગુજરાતીમાં શિક્ષણ આપવામાં આવતું હતું.

o પરંતુ ત્યારે મુસ્લિમ બહુમતિવાળા વિસ્તારોમાં નગરપાલિકા અને મહાનગરપાલિકા તરફથી ઉર્દૂ માધ્યમની શાળાઓ પણ

ચલાવવામાં આવતી હતી.

o ત્યારે સામાન્ય રીતે મુસ્લિમ વિદ્યાર્થીઓ ઉર્દૂ માધ્યમની શાળાઓમાં શિક્ષણ મેળવતા હતા.

o ઉર્દૂ માધ્યમની શાળાના શિક્ષકને મુનશી કહેતા હતા.

o હઝરત બયતુલ્લાહ સાહબને પણ અહીંની ઉર્દૂ શાળામાં શિક્ષક તરીકે નોકરી મળી ગઈ એટલે હવે આપના નામની આગળ 'મુનશી' લાગી ગયું.

o સૂરતની સગરામપૂરાની ઉર્દૂ માધ્યમની શાળામાં કેટલાયે વરસ સુધી શિક્ષણ કાર્ય કરવા બાદ આપ નિવૃત્ત થયા.

o હઝારો મુસ્લિમોએ આપની પાસે શિક્ષણ મેળવ્યું જેમાં કેટલાક હજુયે હયાત છે.

## ફયઝાબાદીમાંથી સૂરતી બની ગયા

o હઝરત મુનશી સાહબે સૂરતને જ પોતાનું વતન બનાવી લીધું.

o અહીં સગરામપૂરામાં મકાન લઈને પોતાના પરિવાર સહિત અહીં જ આખું જીવન વીતાવી દીધું.

o આપની ઔલાદે પણ અહીં જ ધંધો, વ્યવસાય અપનાવીને અહીં સૂરતમાં જ સ્થાઈ થઈ ગયા.

## રૂહાની ફયઝ મેળવવાની તલબ

o યુવાનીમાં જ આપને રૂહાની ફૈઝ મેળવવાની તલબ અને લગન લાગી.

o આપે કામિલ, મુકમ્મલ પીરની તલાશ કરવા માંડી.

o અનેક બુઝુર્ગોની આપે મુલાકાતો કરી પરંતુ આપને સંતોષ ન થયો.

o આપ હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)ના મઝારે મુબારક પર પણ જઈને મુરાકિબ થઈ આ બાબતમાં આપની રાહબરી તલબ ફરમાવતા.

o ત્યાં આપને હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ,

જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિની ખિદમતમાં જવા માટે ઈશારો કરવામાં આવ્યો.

○ તે પછી આપે ઈસ્તિખારહ પણ કર્યો. તેમાં પણ એ ઈશારાની તસદીક કરવામાં આવી.

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી જયપૂરી રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા

○ સંજોગવશાત એ જ અરસામાં હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ સૂરત તશરીફ લાવ્યા.

○ હઝરત મુનશી બયતુલ્લાહ સાહબે ઘણી વખત આપની મુલાકાતો કરી. આપની મજલિસોમાં શરીક થયા.

○ હઝરતની શરીઅત અને સુન્નતની પાબંદી, તકવો અને પરહેઝગારી, ઉચ્ચ અખ્લાક અને વિનમ્ર સ્વભાવથી હઝરત મુનશી સાહબ ખૂબ જ પ્રભાવિત થયા અને આપના દિલને સંતોષ થયો.

○ આખરે આપ હઝરત જયપૂરી રહિમહુલ્લાહુથી બયઅત થઈ ગયા.

## રિયાઝત અને શૈખની સોહબત

○ બયઅત થવા બાદ હઝરત મુનશી સાહબ પોતાની બાતિની તરક્કી માટેની કોશિશોમાં મશગૂલ થઈ ગયા.

○ આપ સતત ઝિક્ર, અઝકાર અને મુરાકબહમાં મશગૂલ રહેતા.

○ આપને નજીકથી જોવા, જાણવાવાળા લોકોના જણાવવા પ્રમાણે આપ અકસર હઝરત ખ્વાજા દાના સાહબ રહિમહુલ્લાહુના મઝારે મુબારક પર હાજર થઈને મુરાકિબ થઈને કલાકો સુધી બેસી રહેતા હતા.

○ આપના શયખ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ સૂરત તશરીફ લાવતા ત્યારે સૂરતમાં તેમના રોકાણ દરમિયાન દરરોજ સતત તેમની ખિદમતમાં હાજર રહેતા

અને એમની સોહબતથી ફૈઝયાબ થતા રહેતા હતા.

## હઝરતે ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા

○ હઝરત મુનશી બયતુલ્લાહ સાહબની આવી સખત રિયાઝતો, મુજાહદાઓ અને પીરો મુરશિદની મુબારક સોહબત તેમજ નઝરે કરમ અને તવજ્જુહથી આપે ટૂંક સમયમાં સુલૂકની મંઝિલો પાર કરી લીધી અને આપ કામિલ મુકમ્મલ થઈ ગયા.

○ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહુએ આપને પોતાની ખિલાફતથી મુશર્રફ ફરમાવ્યા અને લોકોને બયઅત કરવા માટે તેમજ રૂહાની ફયઝાન પહોંચાડવા માટે ઈજાઝત આપી.

## ખિલાફત મળ્યા પછી પોતાના પીર અને તેમના ખલીફાઓની સાથે પણ પ્રવાસમાં સાથે રહેતા

○ આપના શયખ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુ સાથે હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહિમહુલ્લાહુ વલસાડ, સૂરત, હિંમતનગર, મોડાસા વગેરે ગુજરાતના ગામોના પ્રવાસમાં આપની ખિદમત અને સોહબત માટે સતત સાથે રહેતા.

○ આપના શયખના ઈન્તિકાલ બાદ તેમના પૌત્ર, ખલીફા અને જાનશીન હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ (રહ.)ની ખિદમત અને સોહબતમાં પણ આપ સતત એ જ પ્રમાણે સફરમાં સાથે રહેતા.

○ ઝિંદગીના છેલ્લા કેટલાક વરસોમાં હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ ગંભીર બીમાર અને પથારીવશ રહ્યા. આપે બે–ત્રણ મોટા ઓપરેશનો પણ કરાવ્યા હતા. એટલે છેલ્લા કેટલાક વરસો આપ પ્રવાસમાં સાથે રહી શકયા ન હતા.

## આપ રહમતુલ્લાહિ અલયહિના મુરીદો

○ હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી

સિલસિલાનો ફેલાવો ઘણો થયો.

- સૂરત ઉપરાંત સમગ્ર ગુજરાત, મહારાષ્ટ્ર, બંગાળ વગેરે રાજયોના લોકો આપની ખ્યાતી સાંભળી સૂરત આવી આપથી બયઅત થયા અને બાતિની ફયઝ હાસિલ કર્યો.
- આપના ઈન્તિકાલ બાદ નંદરબાર (મહારાષ્ટ્ર)ના આપના ઘણાં મુરીદો આ નાચીઝ નાકારહ અબ્દુલકાદિર ફાતીવાલાની મુલાકાત માટે વલસાડ પણ આવતા રહે છે.

## આપના મુબારક પત્રો

- હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ નંદરબારના કેટલાક ખાસ મુરીદોને લખેલા પત્રોની ઝેરોક્ષ કોપીઓ પણ મુલાકાતે આવનારા મજકૂર મુરીદોએ આ નાચીઝને આપી છે.
- નમૂના તરીકે આપે નંદરબારના મુહતરમ મુહમ્મદભાઈ સાન્ડૂને લખેલો એક મુબારક પત્ર અહીં નકલ કરું છું.
- મુહતરમ મુહમ્મદભાઈ સાન્ડૂ હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહિમહુલ્લાહુના મુરીદ, ખાદિમ અને આશિક હતા.
- દાદા હઝરત સાહબના ઈન્તિકાલ બાદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ જયારે સૂરત તશરીફ લાવતા હતા ત્યારે મુહતરમ મુહમ્મદભાઈ સાન્ડૂ આપની મુલાકાત માટે નંદરબારથી સૂરત આવતા હતા એટલે અનેક વખત આપની મુલાકાતનો મોકો આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાને પણ મળ્યો હતો.
- હઝરત મુનશી બૈતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ આપને લખેલો પત્ર નીચે પ્રમાણે છે :

તા. ૨૦ – ૮ – ૧૯૫૫

મુકર્રમી વ મુહતરમી મુહમ્મદભાઈ સાહબ ઝા–દ ઈનાયતકુમ

અસ્સલામુ અલયકુમ.

કુછ ઐસે મુઆમલાત દરપેશ હૂએ જિસકી વજહસે ખતકે જવાબમેં દેર હૂઈ. દરગુઝર ફરમાએ.

આપ દુરૂદ શરીફ ઔર ખૈરાતકો મઝબૂત પકડ લે. ઈન્શા અલ્લાહ આપકી હાલત ઔર તબીઅત દુરુસ્ત હો જાએગી.

ખુદા જિસ હાલમેં રખ્ખે ખૂશ રહના ચાહિએ. યહ ભી એક બહુત બડી બહાદુરી ઔર મરદાનગી હૈ ઔર ઈમાન પુખ્તહ હોનેકી નિશાની હૈ.

દુન્યામેં કોઈ ભી શખ્સ ધૂપ–છાંવસે બચ નહીં સકતા. હત્તા કે રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ભી ન બચ સકે. મસલન : મક્કાવાલોંને આપસે તર્કે મુવાલાત કિયા. તીન સાલ તક પહાડોંમેં છુપે રહે, ફાકે હોતે રહે.

જબ તાઈફ તશરીફ લે ગએં, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ઈસ કદર સંગબારી કી કે પાએ મુબારક ઝખ્મી હો કર જૂતે ખૂનસે ભર જાયા કરતે થે.

જંગે ઉહદમેં દન્દાને મુબારક શહીદ હૂએ.
બેહોશ હોકર ગિર ગએ. વતનસે બે વતન હો ગએ. વગયરહ.

હિમ્મત રખ્ખે. સબકો અસ્સલામુ અલયક કહ દે.

ખાદિમ,

**બચતુલ્લાહ**

<u>**આ નાચીઝથી આપની મુહબ્બત અને નઝરે કરમ**</u>

- આપના શયખની ઉર્દૂ કિતાબો : મેઅયારુસ્સુલૂક, અહસનુત્તકવીમ, દુર્રે લાસાની, ફુતૂહુલ હરમયન વગેરેના અલ્લાહ તઆલાએ આ નાચીઝના ઝરીઆથી ગુજરાતી ભાષામાં અનુવાદો કરાવ્યા હોવાથી આપ આ નાચીઝથી ઘણાં ખૂશ હતા. અને ઘણી મુહબ્બત કરતા હતા.
- મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ દામત બરકાતુહુમના વલસાડ અને સૂરતના કિયામ દરમિયાન આપની સતત મુલાકાતો થતી રહેતી હતી.
- તે સિવાય પણ અવાર નવાર સૂરત જઈને હું આપની, આપના ઘરે જઈને મુલાકાત કરતો રહેતો હતો.

## આપે લખેલી એક ઉમદહ કિતાબ

- હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ‘જવહરે નમાઝ’ નામની એક ઉમદહ કિતાબ પણ લખી હતી.
- ગુજરાતીઓની સહૂલત માટે આપે એ કિતાબ ઉર્દૂ ભાષા અને ગુજરાતી લિપીમાં લખી હતી.
- અમદાવાદના આપના એક ખાસ મુરીદ જેઓ હજુ હયાત છે તે ડોકટર હિદાયત મેમન સાહેબે એને છપાવીને એની પહેલી આવૃત્તિ ૨૫ મી રમઝાન, ૧૩૯૭ હિજરીસન મુતાબિક ૫, સપ્ટેમ્બર, ૧૯૭૭ ના રોજ પ્રગટ કરી હતી.
- હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર કિતાબની એક નકલ પોતે આ નાચીઝને આપના ઘરે મુલાકાત વખતે આપી હતી જે હજુ આ નાચીઝ પાસે મોજૂદ છે.

## કિતાબની પ્રસ્તાવના (દીબાચહ)

એ કિતાબની પ્રસ્તાવનામાંથી થોડાંક વાકયો અહીં નકલ કરું છું : આપ રહમતુલ્લાહિ અલયહિએ લખ્યું છે કે :

"ખાદિમને (મૈંને) નમાઝકે બારેમેં એક છોટા રિસાલહ લિખ્ખા હૈ. ઈસકા નામ 'જવહરે નમાઝ' રખ્ખા હૈ. જવહરે નમાઝ યઅની નમાઝકા નિચોળ (અર્ક) બયાન કિયા હૈ.

ઈસમેં નમાઝકે ૧૩ (તેરહ) ફર્ઝ ઔર ૧૯ (ઉન્નીસ) વાજિબાતકા પૂરેપૂરા ખુલાસહ લિખ દિયા હૈ."

## નમાઝ વિષે ૪૦ (ચાલીસ) હદીષ શરીફ

લોકોને નમાઝનું મહત્ત્વ સમજાવવા માટે નમાઝનો શોખ અને લગન પેદા કરવા માટે હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ ૪૦ (ચાલીસ) હદીષ શરીફ પણ આ કિતાબમાં લખી છે.

## નમાઝ વિષે આપે લખેલી સુંદર ઉર્દૂ નઝમ

હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ નમાઝ વિષે એક સુંદર નઝમ પણ આ કિતાબમાં લખી છે.

નમૂના તરીકે એમાંથી માત્ર ત્રણ શેર અહીં નકલ કરું છું :

**અય અઝીઝો પંજગાનહ તુમ પળ્હો હરદમ નમાઝ,**
**ફર્ઝ ઔર સુન્નત, નવાફિલ જુમ્લહ બાખુર્રમ નમાઝ.**
**જાનોગે ગર તુમ નમાઝોંકી ફઝીલત મોમિનો,**
**તો પળ્હોગે શવકસે હર લહઝહ ઔર હરદમ નમાઝ.**
**હો ગએ હૈં સેંકળો ઈસકે સબબસે અવલિયા,**
**કરતી હૈ અદનાકો અઅલા અયસી હૈ અકરમ નમાઝ.**

## કિતાબમાં લખેલી એક મુનાજાત (દુઆ)

હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ આ કિતાબમાં એક ખૂબ જ ઉમદહ મુનાજાત (દુઆ) પણ લખેલી છે.

નમૂના તરીકે એના પણ ફકત ત્રણ શેર અહીં નકલ કરું છું :

**યા રબ બ હક્કે ફાતિમહ કર નેક મેરા ખાતિમહ.**
**યા રબ બ હક્કે આલે ફાતિમહ દે મુઝકો અઅલા ખાતિમહ.**
**યા રબ તુ અપને ફઝલસે કર કુલ મુહિબ્બો પર કરમ;.**
**યા રબ તુ અપને લુત્ફસે કુલ મોમિનો પર કર કરમ.**
**હય ઝાતે હક્કી કુલ સના હઝરત નબી પર હૈ દુરૂદ,**
**સભી આલ વ સભી યારાંકે પર તસલીમ આં હક્કે વુદૂદ.**

**<u>કિતાબમાં લખેલો એક વઝીફો</u>**

હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહિમહુલ્લાહુએ લખ્યું છે કે :

અલ્લાહવાલોંકી પેશીનગોઈકે મુતાબિક ગુનાહોંકી કસરતકી વજહસે અલ્લાહ તઆલાકા ગુસ્સા ઔર જલાલ કાઈમ હો ચુકા હૈ.

યહ પાંચ મિનટકા હયરત અંગેઝ વઝીફહ લિખતા હૂં. રોઝાનહ સુબ્હ ઔર ઈશાકી નમાઝકે બાદ પળ્હ લિયા કરે :

○ ૧૧ (અગિયાર) મરતબા દુરૂદ શરીફ
○ બાદમેં ૨૧ (એકવીસ) મરતબા સૂરએ 'ફીલ' યઅની સૂરએ 'અલમત–ર', હર મરતબા બિસ્મિલ્લાહ કે સાથ.
○ બાદમેં ફિર ૧૧ (અગિયાર) મરતબા દુરૂદ શરીફ

**<u>ફાઈદહ</u> :**

ઈસ વઝીફહકો પળ્હનેસે ઈન્શાઅલ્લાહ :

○ ઝાહિર ઔર છુપે હૂએ દુશમન નાબૂદ હો જાએંગે.
○ રોઝીમેં બેહિસાબ તરક્કી હોગી.
○ ઝાહિરી ઔર ગયબી તમામ આફતોંસે મહફૂઝ (સુરક્ષિત) રહેગા.

**<u>શર્ત યહ હૈ કે</u> :**

પાંચો નમાઝોંકી પૂરેપૂરી પાબંદી હોની ચાહિએ. કયૂઁકે

બેનમાઝીકી કોઈ ઈબાદત કુબૂલ નહીં હોતી, યહ બાત હદીષ શરીફસે સાબિત હૈ.

**આપનો શજરહ શરીફ**

○ આપે પોતાના મુરીદોને આપવા માટે શજરએ તય્યિબહ પણ છપાવ્યો હતો.

○ એના અંતમાં આપે પોતાનો જે શેર ઉમેરેલો છે તે આપની ઉચ્ચ કક્ષાની કવીત્વ શકિતની પણ ગવાહી આપે છે.

○ શજરહ શરીફના અંતમાં આપના શયખનો શેર નીચે પ્રમાણે છે :

**કર 'હિદાયત'કો ઈનાયત ચશમએ તર ઔર દર્દે દિલ;**
**મુરશિદી હઝરત અલી શેરે ખુદાકે વાસ્તે.**

○ હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર શેરની નીચે આ પ્રમાણે પોતાનો શેર ઉમેરેલો છે :

**દે હિદાયત અય ખુદા હમકો બ હક્કે મુરશિદી;**
**બખ્શ હર મોમિનકો ઉસ નૂરે હુદાકે વાસ્તે.**

**હમકો દે તવફીક રાહે હક પે હમ હો ગામઝન;**
**તેરે સારે અમ્બિયા વ અવલિયાકે વાસ્તે.**

**અરઝે 'બયતુલ્લાહ' હો, મકબૂલ અય રબ્બે ગફૂર !**
**શાફિએ મહશર મુહમ્મદ મુસ્તફા (સલ.)કે વાસ્તે.**

**તાવીઝ અને અમલિયાતમાં આપ ખૂબ નિષ્ણાત અને મશહૂર હતા**

○ જિન્નાત, જાદૂ, ખવ્વીસ, બુરી નઝર, ગંભીર બીમારીઓ વગેરેના ઈલાજ અને અમલમાં આપ ખૂબ જ નિષ્ણાત હતા.

○ કહે છે કે આપના સચોટ તાવીઝો તેમજ અમલો અને રૂહાની તાકાત સામે ગમે તેવા માથા ભારે અને તોફાની જિન્નાત કે ખવ્વીસ ટકી

શકતા ન હતા.

- કેટલાક મોમિન, દીનદાર જિન્નાત હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ઉચ્ચ રૂહાની મરતબાના માન માટે આસાનીથી પોતે જ ચાલ્યા જતા હતા.
- તે ઝમાનામાં લોકોમાં આપના અજીબો ગરીબ બનાવોની ચર્ચાઓ થતી રહેતી હતી.
- આખા ગુજરાત અને ગુજરાત બહારના લોકો, દૂર દૂરના લોકો પણ આપને ઈલાજ માટે લઈ જતા હતા.
- આપથી પ્રભાવિત થઈને ગુજરાત અને બીજા રાજયોના પણ અસંખ્ય લોકો આપથી બયઅત થઈ નકશબંદી સિલસિલામાં દાખલ થયા હતા.

## તાવીઝનો હેતુ તથા સુન્નત હોવાની સાબિતી

હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહિમહુલ્લાહુના શયખ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની મશહૂર અને મકબૂલ કિતાબ 'મેઅયારુસ્સુલૂક'માં લખ્યું છે કે :

તાવીઝોનો સંબંધ તસવ્વુફના ઈલ્મ સાથે નથી અને ન વિલાયતની નઝદીકી અથવા દૂરીની સાથે એનો કોઈ સંબંધ છે. પરંતુ સૂરએ 'નહલ', આયત ક્રમાંક : ૧૨૫ માં છે :

اُدْعُ اِلٰی سَبِیْلِ رَبِّکَ بِالْحِکْمَةِ وَالْمَوْعِظَةِ الْحَسَنَةِ

["હે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
તમે લોકોને પોતાના પરવરદિગારના માર્ગ (દીન) તરફ સાચી વાતો (દલીલો) સમજાવીને અને સારી નસીહતો સંભળાવીને બોલાવો."]

- આ ઈરશાદ અનુસાર કેટલાક મુહક્કિક (સંશોધકો)એ અલ્લાહ તઆલાની મખ્લૂકને આ તાવીઝોને પોતાના તરફ આકર્ષિત કરવાનું માધ્યમ બનાવીને અલ્લાહ તઆલા તરફ મુખાતિબ કર્યા છે.

○ તાવીઝોમાં અરબી ઈબારત (લખાણ) ઉપરાંત જે સંખ્યાઓ હોય છે, તે પણ કુર્આને મજીદની આયતો અથવા અસ્માએ ઈલાહી (અલ્લાહ તઆલાના મુબારક નામો)ની હોય છે.

○ તાવીઝને અક્ષરોમાં લખવું તથા ગળામાં પહેરવું સુન્નત છે. જેણે જોવું હોય તે હદીષ શરીફની કિતાબ 'હિસ્ને હસીન'માં જોઈ લે. એનો અનુવાદ અને સમજૂતી નવાબ કુત્બુદીન ખાન સાહબ મુહદ્દિષે દહેલવીએ કરી છે. ['મેઅયારુસ્સુલૂક' વિભાગ : ૭]

## ગંભીર બીમારીઓ અને ઓપરેશનો

○ ઝિંદગીના આખરી વરસોમાં હઝરત મુનશી બયતુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિ ઘણી ગંભીર બીમારીઓમાં સપડાયા.

○ ઘણી વખત હોસ્પીટલોમાં દાખલ થઈને ઈલાજો કરાવવા પડયા.

○ બે–ત્રણ વખત મોટા ઓપરેશનો પણ કરાવવાની જરૂર પડી.

○ આવી ગંભીર બીમારીઓના કારણે આપ મઅઝૂર થઈ ગયા હતા. ઘરની બહાર નીકળી શકતા ન હતા.

## ઈન્તિકાલ અને દફન

○ ૩ (ત્રણ) મુહર્રમ, હિજરીસન ૧૪૧૦ મુતાબિક ૬ (છ) ઓગષ્ટ, ઈસ્વીસન ૧૯૮૯ ની રવિવારની રાતે આપનો ઈન્તિકાલ થયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

○ સૂરતમાં નાનપૂરામાં ખલીફા મહોલ્લાની મસ્જિદના કમ્પાઉન્ડમાં દાખલ થતાં, ડાબી તરફ ખુલ્લા ચોગાનમાં આપને દફન કરવામાં આવ્યા.

## પાંચમું પ્રકરણ

# હઝરત સૂફી અબ્દુર્રહીમ સાહબ અમૃતસરી બાદમાં સૂરતી અને નંદરબારી રહિમહુલ્લાહ

### વતન અને કુટુંબ

આપ (રહ.) મૂળ પંજાબ રાજયના અમૃતસરના વતની હતા. આપ ધનાઢ્ય, શ્રીમંત કુટુંબના નબીરા હતા. બે ભાઈઓમાં આપ નાના હતા. યુવાનીમાં ક્રિકેટના ભારે શોખીન હતા. એ વિષે ઘરમાંથી કોઈએ ઠપકો આપતાં આપને ઘણું લાગી આવ્યું અને ઘર છોડીને ચાલ્યા ગયા.

### અજમેર શરીફમાં હઝરતની તારીફ સાંભળી જયપૂર આવ્યા

પ્રથમ આપ રંગૂન ગયા. ત્યાં થોડો સમય રહ્યા પરંતુ મન લાગ્યું નહિ. ફરી પાછા ભારત આવ્યા અને અજમેર શરીફ ગયા. અજમેર શરીફમાં આપે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિની તારીફ સાંભળી એટલે આપ જયપૂર આવ્યા. પ્રથમ મુલાકાતમાં જ હઝરતથી ઘણાં પ્રભાવિત થયા અને બયઅત થઈને આપની ખિદમતમાં રહેવા લાગ્યા.

### ઘરે પાછા જવા રાજી ન થયા

અમૃતસરમાં આપના ઘરવાળાઓને જાણ થઈ કે અબ્દુર્રહીમ જયપૂરમાં છે. તેઓ આપને લેવા માટે જયપૂર આવ્યા. આપને સાથે લઈ જવા માટે ઘણાં સમજાવ્યા પરંતુ આપ પોતાના પીરો મુરશિદની સુહબત છોડવા માટે કોઈ પણ ભોગે રાજી ન થયા. ઘરવાળાઓ નિરાશ થઈને અમૃતસર પાછા ચાલ્યા ગયા.

### સતત ૧૬ (સોળ) વરસની સખત રિયાઝત પછી ખિલાફતથી મુશર્રફ થયા

આપ જયપૂરમાં પોતાના પીરો મુરશિદની ખિદમતમાં લગભગ ૧૬ (સોળ) વરસ રહ્યા. હઝરતે આપની સંપૂર્ણ બાતિની તરબિયત ફરમાવી. આપ પણ પોતાના મુરશિદે કામિલની સૂચનાઓ પર અમલ કરવામાં જરાયે કચાશ રાખતા ન હતા. સતત ખુદાની યાદમાં લીન અને તલ્લીન રહેતા હતા. આપને ઉચ્ચ મરતબાઓ હાસિલ થવા બાદ હઝરતે આપને પોતાની ખિલાફતથી નવાઝયા.

## પીરના હુકમથી વરસો સુધી સૂરતમાં રહી લોકોને ફયઝ પહોંચાડયો

તે પછી હઝરત આપને સૂરત લાવ્યા અને અહીં રહીને લોકોની તરબિયત કરવાનો હુકમ આપ્યો. આપ ઘણાં લાંબા સમય સુધી સૂરતમાં રહ્યા. ઘણાં લોકોએ આપથી બાતિની ફયઝ હાસિલ કર્યો.

## પીરના હુકમથી સૂરતથી નંદરબાર ગયા

તે પછી ઈસ્વીસન ૧૯૪૭ કે ૧૯૪૮ માં હઝરત આપને નંદરબાર (મહારાષ્ટ્ર) લઈ ગયા અને ત્યાં રહીને લોકોની તરબિયત કરવાનો આદેશ આપ્યો. આપ તો ફના ફિશ્શયખ હતા. શયખના દરેક હુકમ સામે માથું ઝુકાવી દેતા હતા.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુનો ઈસ્વીસન ૧૯૫૧ માં ઈન્તિકાલ થઈ ગયો તે બાદ પણ શયખની ગેરહાજરીમાં પણ પોતાના જીવનના અંત સુધી પોતાના શયખના હુકમ પ્રમાણે નંદરબારમાં જ રહીને લોકોને રૂહાની ફયઝાનથી ફયઝયાબ કરતા રહ્યા. હઝારો લોકોએ આપથી ફયઝ હાસિલ કર્યો.

## આપની વલસાડની યાદગાર મુલાકાત

ઈસ્વીસન ૧૯૬૩ માં માર્ચ મહિનામાં આપ વલસાડ તશરીફ લાવ્યા હતા અને લગભગ એક અઠવાડિયું અહીં રોકાયા હતા ત્યારે

આ લખનાર નાચીઝ નાકારહને પણ આપની સુહબતનો તથા આપના આરિફાનહ બયાન સાંભળવાનો મોકો મળ્યો હતો. આપના બયાનોની આ નાચીઝે કરેલી નોંધ પણ હજુ મોજૂદ છે.

## વાંચન અને લેખનનો શોખ

દીની અને તસવ્વુફની કિતાબો વાંચવાનો અને વસાવવાનો આપને ભારે શોખ હતો. આપની પાસે કિંમતી કિતાબોનો મોટો સંગ્રહ હતો. વાંચન ઉપરાંત આપને લેખનનો પણ શોખ હતો. હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહિમહુલ્લાહુના સાહબઝાદહ માનનીય પ્રોફેસર મૌલાના અબ્દુલ હય 'ફાઈઝ' સાહબ ત્યારે ઉર્દૂમાં 'હિદાયત' નામનું સાપ્તાહિક પ્રગટ કરતા હતા તેમાં હઝરત સૂફી અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિના લેખો પ્રગટ થતા હતા.

## ઈન્તિકાલ અને દફન

રમઝાન શરીફની ૧૭ (સત્તર)મી તારીખે, 'જંગે બદ્ર'ના મુબારક દિવસે હિજરીસન ૧૩૯૦ મુતાબિક ઈસ્વીસન ૧૯૭૦ માં નંદરબારમાં જ આપનો ઈન્તિકાલ થયો અને ત્યાં જ દફન થયા.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

હજુ આજે પણ આપ રહમતુલ્લાહિ અલયહિના અનેક મુરીદો નંદરબારમાં હયાત છે જેમાંથી કેટલાક વલસાડ આવીને આ નાચીઝ લખનારની મુલાકાત અવારનવાર કરતા રહે છે.

## નિકાહ અને ગૃહસંસાર

હઝરત સૂફી સાહબ રહિમહુલ્લાહુએ નંદરબારમાં જ નિકાહ પણ કર્યા હતા. પરંતુ બીવી સાથે મનમેળ ન થવાના કારણે આપનો ગૃહસંસાર વધારે નિભ્યો ન હતો એટલે આપની અવલાદ કોઈ નથી.

# ઔલિયાની ફઝીલત

[૧]

اَلَآ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ط
(سُوْرَةُ 'يُوْنُسْ' : ٦٢)

**<u>ગુજરાતી કાવ્ય રૂપાંતર</u>**

નથી કંઈ ખૌફ કે કંઈ ગમ ઔલિયા માટે;
ફરમાવ્યું છે એ અલ્લાહે ઔલિયા માટે.

[૨]

فَاقْصُصِ الْقَصَصَ لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ط ('اَعْرَافْ' : ١٧٦)

**<u>ગુજરાતી કાવ્ય રૂપાંતર</u>**

ઔલિયાના કિસ્સાઓ લોકો સમક્ષ બયાન કર;
તેઓ કંઈ સમજે વિચારે, એવો ઈન્તિઝામ કર.

[૩]

'عِنْدَ ذِكْرِ الذَّاكِرِيْنَ تَنَزَّلُ الرَّحْمَةُ' ('حديث شريف')

**<u>ગુજરાતી કાવ્ય રૂપાંતર</u>**

ઝિક્ર જયાં ઔલિયાનો થાય છે;
અલ્લાહની રહમત ત્યાં નાઝિલ થાય છે.

– અબ્દુલકાદિર ફાતીવાલા

# છઠ્ઠું પ્રકરણ

# હઝરત શમ્સુદ્દીન સાહબ રહિમહુલ્લાહ

## વતન અને વ્યવસાય

- હઝરત શમ્સુદ્દીન રહમતુલ્લાહિ અલયહિના વાલિદનું નામ કમરુદ્દીન અને અટક હાફેઝજી હતી.
- આપ સૂરત, સગરામપૂરામાં રહેતા હતા અને ઝાંપાબજારમાં દુકાન હતી.
- સોના–ચાંદીના જૂના દાગીના અને જરી–કસબ ખરીદતા હતા.
- ખૂબ નેક, સાલિહ અને પ્રમાણિક શખ્સ હતા.

## હઝરતની મજલિસોમાં હાજરી અને બયઅત

- ત્યારે હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ સૂરત તશરીફ લાવતા હતા અને ઘણાં દિવસ રોકાતા હતા.
- સૂરતની સગરામપૂરાની હિદાયત મસ્જિદમાં આપનો ઉતારો રહેતો હતો.
- આપના રોકાણ વખતે હિદાયત મસ્જિદમાં દરરોજ ઝિક્રની અને બયાનની મજલિસો થતી હતી.
- મુહતરમ શમ્સુદ્દીનભાઈ આપની મજલિસોમાં નિયમિત હાજર રહી ધ્યાનથી સાંભળતા હતા.

ફારસીમાં કહેવત છે :

**'અઝ દિલખેઝદ, બર દિલ રેઝદ'**
[દિલમાંથી જે વાત નીકળે, દિલમાં એ તો સીધી ઉતરે.]

- હઝરતની મધુરવાણીથી, એમની દિલનશીન વાતોથી, એમના ઉચ્ચ

અખ્લાકથી શમ્સુદીનભાઈ ઘણાં પ્રભાવિત થયા અને આપથી બયઅત થઈ ગયા.

## ઝિક્ર અને મઅમૂલાતની પાબંદી

- બયઅત કરતી વખતે હઝરતે બતાવેલા ઝિક્રે કલ્બીમાં શમ્સુદીનભાઈ સતત હર હાલતમાં મશગૂલ રહેતા હતા.
- તે ઉપરાંત હઝરતે બતાવેલા બીજા મઅમૂલાત પર પણ પાબંદીથી અમલ કરતા હતા.
- શરીઅત અને સુન્નતની ચુસ્ત પાબંદી કરતા હતા.
- શરીઅત અને સુન્નતના ખિલાફ કોઈ કામ ન થાય એની ખાસ કાળજી અને તકેદારી રાખતા હતા.

## અલ્લાહે આપને મહાન નેઅમતની નવાઝિશ કરી

**નકશે કદમ નબી (સલ.)કે હૈ, જન્નતકે રાસ્તે,**
**અલ્લાહસે મિલાતે હૈં, સુન્નતકે રાસ્તે.**

ઉપરના શેર અનુસાર મુહતરમ શમ્સુદીનભાઈની :

- શરીઅત અને સુન્નતની પાબંદીથી,
- ઝિક્ર–અઝકાર અને મઅમૂલાતની પાબંદીથી,
- શયખે કામિલની સુહબત અને નઝરે કરમથી,

અલ્લાહે આપને એક એવી મહાન નેઅમતની નવાઝિશ કરી જે કદાચ લાખો શખ્સોમાંથી કોઈકને જ આપવામાં આવે છે.

- અલ્લાહે મુહતરમ શમ્સુદીનભાઈની આંખોમાં એવું નૂર અતા ફરમાવ્યું, આપની આંખોમાં એવી દિવ્ય શકિત અર્પણ કરી કે આપ જયારે ફર્ઝ નમાઝ બાજમાઅત પઢતા, ત્યારે ઈમામ સાહબની કિરઅતના અલ્લાહના કલામના અનવાર આપને જાહેરી આંખોથી

દેખાતા હતા.

- જેમને અલ્લાહ તઆલા આવી મહાન નેઅમતથી નવાઝે તેમના બુલંદ દરજ્જાનો અને તેમના શયખે કામિલના બુલંદ દરજ્જાનો આપની પામર બુદ્ધિ શું અંદાઝો લગાવી શકે !

## <u>હઝરત શમ્સુદ્દીનભાઈના મુબારક પત્રો</u>

- હઝરત શમ્સુદ્દીનભાઈને ઉર્દૂ વાંચતા, લખતા આવડતું ન હતું.
- આપ તે ઝમાનાના મશહૂર આલિમ અને હકીમ હઝરત ફખરુદ્દીન સાહબ રહિમહુલ્લાહુ પાસે પોતાના શયખના નામે પત્રો લખાવી, જયપૂર પોષ્ટ કરી, પોતાની કેફિયત શયખને જણાવતા રહેતા હતા.
- સૂરતમાં સ્થાયી થવા પહેલાં હઝરત હકીમ સાહબે વલસાડની જુમ્અહ મસ્જિદમાં ઈમામતની ખિદમત આપી હતી એટલે ત્યાંથી જ આપને હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ સાથે નિકટનો પરિચય અને સંબંધ થયો હતો.
- મુહતરમ શમ્સુદ્દીનભાઈ રહમતુલ્લાહિ અલયહિ મજકૂર પત્રોની નકલ પણ પોતાની પાસે રાખતા હતા.
- મુહતરમ શમ્સુદ્દીનભાઈના ઈન્તિકાલ બાદ એમના મજકૂર મુબારક પત્રોની ઝેરોક્ષ કોપીઓ એમના પુત્રોએ મુહતરમ હાજી ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆને આપી હતી.
- તેમની પાસેથી આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલાને એ મુબારક પત્રો વાંચવાની સઆદત નસીબ થઈ હતી.
- મુહતરમ હાજી ગુલામ મુસ્તફાભાઈ કાપડીઆ રહમતુલ્લાહિ અલયહિએ મજકૂર પત્રો મુહતરમ હાજી શમ્સુદ્દીનભાઈના પુત્રોની સૂચના પ્રમાણે હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિને આપ્યા હતા.
- આ કિતાબના પ્રકરણ : ૧ (એક)માં હઝરતનું જીવનચરિત્ર લખ્યું છે.

૦ ૨૧, જૂન, ૧૯૩૯ ના હઝરતે મુહતરમ હાજી શમ્સુદીનભાઈને લખેલો મુબારક અને ખૂબ જ મહત્ત્વનો પત્ર નકલ કર્યો છે. તે વાંચવા વિનંતી.

**આપનો મઝારે મુબારક**

મુહતરમ શમ્સુદીનભાઈનો મઝારે મુબારક સૂરતના સગરામપૂરામાં હાફેઝજી મસ્જિદ નજીક છે. ત્યાં અમુક જ કબરો છે. એ જગા આમ કબ્રસ્તાન જેવી નથી. કદાચ એમના હાફેઝજી ખાનદાનની ખાનગી જગા અને કબ્રસ્તાન હોવાનું અનુમાન છે.

# સાતમું પ્રકરણ

# હઝરત હાજી અબ્દુર્રહમાન ભંગારવાલા (રહ.)

## જન્મ અને ખાનદાન

○ હઝરત અબ્દુર્રહમાન રહિમહુલ્લાહુનો જન્મ સૂરતમાં થયો હતો.
○ આપના વાલિદ સાહબ ગરીબ આદમી હતા.
○ ભંગારના ધંધા વડે રોજી–રોટી કમાતા હતા એટલે અટક ભંગારવાલા થઈ ગઈ.
○ બડેખાં ચકલામાં, હઝરત ખ્વાજા દાના સાહબ (રહ.)ની દરગાહ શરીફથી થોડે જ દૂર એક નાના સરખા સામાન્ય ઘરમાં રહેતા હતા.

## સામાન્ય શિક્ષણ મેળવીને ધંધામાં લાગી ગયા

○ સામાન્ય રીતે ગરીબ પરિવારોમાં બને છે તેમ હઝરત અબ્દુર્રહમાન સાહબ પણ સામાન્ય પ્રાથમિક શિક્ષણ મેળવીને ખાનદાનના ભંગારના ધંધામાં પરોવાય ગયા.
○ શિક્ષણની આ કમીએ આપને કેવી મોટી નેઅમતથી મહરૂમ રાખ્યા તેની વાત પાછળથી આવશે.

## દીની માહોલ (વાતાવરણ)ની અસર

○ આપનું પરિવાર ભલે ગરીબ હતું પરંતુ દીનદાર હતું. નમાઝી હતું.
○ હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિના નજીક મકાન હોવાથી આખા વિસ્તારનો માહોલ દીની હતો.
○ આપ બાળપણથી મસ્જિદમાં આલિમો અને બુઝુર્ગોના બયાનોમાં બેસીને તેને રસપૂર્વક સાંભળતા હતા.

○ આ રીતે આપના આચાર, વિચાર, વર્તણુંક, રહેણી–કરણી, પોષાક વગેરે બધાં પર દીની પ્રભાવ સાફ નઝર આવતો હતો.

○ આપ પાયજામો, કુરતો અને ટોપી પહેરતા હતા અને માથે અમામહ (પાઘડી) પણ બાંધતા હતા.

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિથી બયઅત થયા

○ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ રહમતુલ્લાહિ અલયહિ જયારે સૂરત તશરીફ લાવતા ત્યારે અહીંના રોકાણ દરમિયાન વારંવાર હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિના મઝારે મુબારક પર ખાસ ખાદિમો સાથે હાજર થઈ લાંબો સમય મુરાકિબ રહેતા હતા.

○ મુહતરમ અબ્દુર્રહમાન સાહબ ભંગારવાલાનું મકાન પણ અહીંથી નજીક હોવાથી તેઓ પણ અહીં હાજર થતા રહેતા હતા એટલે હઝરતની ઝિયારત અને મુલાકાત થતી રહેતી હતી.

○ આખરે એ મુલાકાતો રંગ લાવી અને એક દિવસે આપે બયઅત થવાની પોતાની ખ્વાહિશ હઝરતની સામે જાહેર ફરમાવી.

○ હઝરત પણ મુહતરમ અબ્દુર્રહમાન સાહબની સલાહિયતને કશ્ફથી જાણી ગયા હતા એટલે એમની દરખ્વાસ્ત કબૂલ ફરમાવી અને આપને સગરામપૂરાની હિદાયત મસ્જિદમાં બોલાવી બયઅત ફરમાવ્યા.

## ઝિક્ર–ફિક્ર અને મઅમૂલાતની પાબંદી

○ બયઅત થયા પછી હઝરત અબ્દુર્રહમાન સાહબ પોતાના પીર સાહબની હિદાયતો અને તેમણે બતાવેલા અમલો, મઅમૂલાત અને ઝિક્ર–ફિક્રમાં પાબંદીથી મશગૂલ થઈ ગયા.

○ અરધી રાતે ઊઠીને, તહજજુદની નમાઝ પઢીને મુરાકિબ થઈ ઝિક્રે

કલ્બીમાં લીન તલ્લીન થઈ જતા.

○ હઝરત ખ્વાજા દાના સાહબ રહિમહુલ્લાહુનો મઝારે મુબારક આપના ઘરથી નજીક હોવાથી ત્યાં જઈ મોટા ભાગે મુરાકિબ થઈ જતા.

○ શરીઅત અને સુન્નતની ચુસ્ત પાબંદી કરતા હતા.

## મુરશિદની મુહબ્બત અને સુહબત

○ આપને આપના મુરશિદની ગાઢ મુહબ્બત હતી જેને ઈશ્ક કહી શકાય.

○ મુરશિદે મુહતરમ સૂરતમાં હોય ત્યારે લગભગ ચોવીસ કલાક, સતત, ખડા પગે આપની ખિદમત માટે હાજર રહેતા હતા.

○ માલી હાલત કમજોર હોવા છતાં, કરકસર કરીને, નાણાં બચાવીને, સફર કરીને જયપૂર મુરશિદની ખિદમતમાં હાજર થતાં અને પોતાની હેસિયત પ્રમાણે હદિયહ પણ પેશ કરતા.

## મુરશિદની ખુસૂસી નઝરે કરમ અને તવજ્જુહની અસર

○ આપની આવી ખાલિસ ખિદમતો અને રિયાઝતોથી આપના મુરશિદ ખૂબ જ ખૂશ થતા હતા અને આપના પર ખુસૂસી નઝરે કરમ અને તવજ્જુહ ફરમાવતા હતા.

**નિગાહે મર્દે મુઅમિનસે બદલ જાતી હૈ તકદીરેં.**

અનુસાર હઝરત અબ્દુર્રહમાન સાહબ પણ અદનામાંથી અઅલા બની ગયા !

○ આપે ઘણાં ટૂંકા સમયમાં ઘણી ઊંચી ઊડાણ કરી અને રૂહાની રીતે કામિલ–મુકમ્મલ થઈ ગયા.

○ અલ્લાહ તઆલાએ આપને ઘણાં ઊંચા મકામથી મુશર્રફ ફરમાવ્યા.

## મુરશિદ મુરીદના ખાટલા પર સૂઈ જતા

○ જયારે મુરશિદ સૂરતમાં હોય ત્યારે હઝરત અબ્દુર્રહમાન સાહબ

આપને પોતાના ગરીબ ઘરે નાશ્તાની અથવા ખાવાની દાવત આપતા.

○ હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિ પણ ગરીબની દઅવત સૌથી પ્રથમ સ્વીકારતા હતા. અમીરની દઅવત જલદી કબૂલ કરતા ન હતા.

○ હઝરત અબ્દુર્રહમાન સાહબની દઅવત ખાસ કબૂલ કરતા અને તેમના ઘરે તશરીફ લઈ જતા.

○ હઝરત અબ્દુર્રહમાન સાહબ ગરીબ માણસ હતા એટલે આપનું મકાન નાનુ હતું.

○ એક મુખ્ય ખંડ હતો તે જ મહેમાનો અને બધાં માટે બેઠક ખંડ પણ હતો અને શયનખંડ પણ હતો.

○ ખંડના ખૂણામાં એક સામાન્ય ખાટલો હતો તેના પર હઝરત અબ્દુર્રહમાન સાહબ સૂતા હતા. અને પરિવારના બીજા લોકો નીચે જમીન પર પથારી પર સૂતા હતા.

○ હઝરત જયારે અબ્દુર્રહમાનભાઈના ઘરે જતા ત્યારે એમના સૂવાના ખાટલા ઉપર થોડો સમય પોતે સૂઈ જતા.

○ હઝરતના આ અમલથી અબ્દુર્રહમાન સાહબ ઘણાં શરમાઈ જતા ત્યારે હઝરત ફરમાવતા :

> ‘‘તમારા બિસ્તર પર સૂવાનું મહત્ત્વ હું જાણું છું તે તમે જાણતા નથી ? ’’

> શયખ હોય તો આવા હોય,
> મુરીદો હોય તો આવા હોય.

**મિટા દે અપની હસ્તીકો અગર કુછ મરતબા ચાહે,**
**કે દાના ખાકમેં મિલકર ગુલે ગુલઝાર હોતા હૈ.**

○ જે મુરીદના ખાટલા પર સૂવાને તેના શયખ આટલું મહત્ત્વ આપતા

હોય, તે મુરીદ (હઝરત અબ્દુર્રહમાનભાઈ)ના બુલંદ મકામનો અંદાજો આપણે શું લગાવી શકીએ ?

### હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિની પણ સતત ૪૩ વરસ સુહબત અને ખિદમત કરતા રહ્યા

○ હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિનો ઈસ્વીસન ૧૯૫૧ માં ઈન્તિકાલ થયો ત્યાં સુધી હઝરત અબ્દુર્રહમાનભાઈ સતત આપની સુહબત, ખિદમત અને રૂહાની ફયઝનો શર્ફ હાસિલ કરતા રહ્યા.

○ મુરશિદના ઈન્તિકાલ બાદ આપના મહાન પૌત્ર અને ખલીફા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ આપના ગાદીનશીન થયા.

○ ઈસ્વીસન ૧૯૯૪ માં આપનો પણ ઈન્તિકાલ થયો ત્યાં સુધી સતત ૪૩ (તેતાલીસ) વરસ સુધી, હઝરત અબ્દુર્રહમાનભાઈ આપની પણ ખિદમત, સુહબત અને રૂહાની ફયઝનો શર્ફ હાસિલ કરતા રહ્યા.

○ હઝરતના સૂરતના રોકાણ વખતે આ કિતાબના આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાને પણ હઝરત અબ્દુર્રહમાનભાઈની મુલાકાતનો અને આપના ઘરે હઝરતના સાથે જવાનો અનેક વખત મોકો મળ્યો હતો.

○ આ હઝરતને પણ પોતાના મહાન દાદા સાહબ રહમતુલ્લાહિ અલયહિના અમલનું અનુસરણ કરીને હઝરત અબ્દુર્રહમાનભાઈના ખાટલા પર સૂઈ જતા આ નાચીઝે પોતે જોયા છે.

### ગરીબનું નાની રકમનું દાન, અમીરની મોટી રકમના દાન કરતાં ભારી છે

○ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ

અલયહિએ જયારે 'જામિઅહ હિદાયત' નામના એક Model (મોડેલ) (નમૂનારૂપ) દારુલ ઉલૂમની સ્થાપનાનો નિર્ણય કરી લીધો ત્યારે તેના માટે વિશાળ જમીન ખરીદવા માટે અને તેના પર ઈમારતના બાંધકામ માટે મોટી રકમની જરૂરત ઊભી થઈ.

- આપે પોતાના ચાહકો અને અકીદતમંદો સામે એના વિગતવાર આયોજન અને પ્લાનો તેમજ અંદાજીત રકમની વિગતો પેશ કરી.
- લોકોએ પોતાની હેસિયત અને હિમ્મત પ્રમાણે એમાં ફાળો આપવા માંડયો.
- મુહતરમ અબ્દુર્રહમાનભાઈ પણ એક દિવસે એક કવરમાં પોતાની હેસિયત પ્રમાણે રકમ મૂકી હિદાયત મસ્જિદ, સૂરતમાં તશરીફ લાવ્યા અને હઝરત સાહબના હાથમાં ચુપકેથી મૂકી દીધું.
- આપના આ અમલથી હઝરત સાહબ બેહદ ખૂશ થઈ ગયા.
- બધાં સાંભળે એ રીતે હઝરત સાહબે મોટેથી ફરમાવ્યું :

  ''ગરીબની નાનકડી રકમ, અમીરોની મોટી મોટી રકમો કરતાં પણ ઘણી ભારે છે.''

  પછી આગળ એનો ખુલાસો કરતાં ફરમાવ્યું કે :

  ''ગરીબ જે કંઈ આપે છે તે તેની હેસિયત કરતાં ઘણું વધારે હોય છે, જયારે અમીર જે કંઈ આપે છે તે તેની હેસિયત કરતાં ઘણું ઓછું હોય છે.''

- પોતાના જાન અને માલથી બુઝુર્ગોની આવી મુખ્લિસાના ખિદમત કરી તેમના દિલોને ખૂશ કરી તેમની દુઆ મેળવનારના મરતબાનો અંદાજો આપણે શું લગાવી શકીએ ?

એક શાઈરે એટલે જ કહ્યું છે કે :

**અગર કુછ મરતબા ચાહે, તો ખિદમત કર ફકીરોંકી,**
**નહીં મિલતા યહ ગવહર, બાદશાહોંકે ખઝાનોંમેં.**

**હજની સઆદતથી પણ મુશર્રફ થયા**

હઝરત અબ્દુર્રહમાનભાઈના દિલમાં હરમૈન શરીફૈનની ઝિયારતની ખૂબ તમન્ના અને તાલાવેલી હતી.

**વોહ દિન ખુદા કરે કે મદીનહકો જાએ હમ,**
**ખાકે દરે રસૂલકા સુરમા લગાએ હમ.**

પરંતુ માલી હાલત નબળી હોવાથી આપની એ ઈચ્છા પૂરી થતી ન હતી. આપ એના ઈન્તિઝામ માટે હંમેશા અલ્લાહ તઆલાથી દુઆ કરતા રહેતા હતા.

અલ્લાહ તઆલાએ આપની દુઆ કબૂલ ફરમાવીને એ વાત હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબના દિલમાં નાંખી. એટલે હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિએ એના માટે કોશિશ કરી અને અલ્લાહ તઆલાએ આપના ઝરીઆથી હઝરત અબ્દુર્રહમાનભાઈ માટે હજના ખર્ચનો ઈન્તિઝામ થઈ ગયો.

હઝરત અબ્દુર્રહમાનભાઈની ખૂશીનો કોઈ પાર ન હતો. આપે આશિકાનહ અંદાઝમાં હરમૈન શરીફૈનનો સફર કર્યો.

દરબારે ખુદા અને દરબારે હબીબે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં હાજરી દરમિયાન આપ પર થયેલી નવાઝિશોની આપણે કલ્પના પણ કરી શકતા નથી !

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમની પણ સતત નવ વરસ સુધી સુહબત અને ખિદમતની સઆદત હાસિલ કરી**

○ ઈસ્વીસન ૧૯૯૪ માં હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબનો ઈન્તિકાલ થઈ ગયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- આપના પછી આપના મહાન ફરઝંદ અને ખલીફા હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ આપના ગાદીનશીન થયા.
- ઈસ્વીસન ૧૯૯૪ થી ઈસ્વીસન ૨૦૦૩ સુધી સતત નવ વરસ સુધી હઝરત અબ્દુર્રહમાનભાઈને હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમની સુહબત અને ખિદમત અને ફયઝ હાસિલ કરવાનો મોકો મળ્યો.
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.)ને પણ હઝરત અબ્દુર્રહમાનભાઈ ચા–નાશ્તાની અથવા જમવાની દાવત આપતા રહેતા હતા અને પોતાના ઘરે બોલાવતા રહેતા હતા.
- હઝરત સાહબ દામત બરકાતુહુમ પણ ઘણી ખૂશીથી આપની દાવત કબૂલ ફરમાવતા અને આપના ઘરે તશરીફ લઈ જતા.
- આ નાચીઝ લેખક અબ્દુલકાદિર ફાતીવાલાને પણ હઝરત સાહબની સાથે ઘણી વખત દાવતમાં જવાનો મોકો મળ્યો છે.
- હઝરત અબ્દુર્રહમાનભાઈના ઘરે હઝરત શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) પણ પોતાના મહાન દાદા સાહબ રહિમહુલ્લાહુ અને વાલિદ સાહબ રહિમહુલ્લાહુના અમલનું અનુસરણ કરીને હઝરત અબ્દુર્રહમાનભાઈના સૂવાના ખાટલા ઉપર સૂઈ જતા હતા.
- હઝરત અબ્દુર્રહમાનભાઈના ઈન્તિકાલ બાદ પણ હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ સાથે જયારે જયારે તેમના ઘરે જવાનો મોકો મળ્યો છે ત્યારે પણ આ અમલ કરતા આ નાચીઝે આપને જોયા છે.
- ત્રણ પેઢીના આવા મહાન બુઝુર્ગો, જે શખ્સના ખાટલા પર સૂવાનો આટલો બધો એહતિમામ કરતા હોય તે શખ્સનો મરતબો અને

દરજજો કેટલો બુલંદ હશે !

## ઈન્તિકાલ, જનાઝહની નમાઝ અને દફન

○ હઝરત અબ્દુર્રહમાનભાઈ ભંગારવાલા સાહબનો ઈન્તિકાલ તા. ૧૯–૧૦–૨૦૦૩ ના રોજ સૂરતમાં થયો હતો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

○ હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમ આપના જનાઝહમાં ખાસ શરીક થયા હતા અને જનાઝહની નમાઝ પણ આપે જ પઢાવી હતી.

○ હઝરત ખ્વાજા દાના સાહબ રહમતુલ્લાહિ અલયહિનો મઝારે મુબારક જયાં છે તે કમ્પાઉન્ડમાં આવેલા કબ્રસ્તાનમાં આપને દફન કરવામાં આવ્યા.

**અબ્રે રહમત ઉનકે મરકદ પર ગુહરબારી કરે;**
**હશ્રમેં શાને કરીમી નાઝ બરદારી કરે.**

## બસ ઈસ સિવા કુછ ભી નહીં

## હઝરત મૌલાના હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિની એક ખૂબ જ બોધદાયક નઝમ

હય યહ હસ્તી હસ્તીએ મવહૂમ ઔર કુછ ભી નહીં,
દઅવએ હસ્તી હય બાતિલ ઈસ સિવા કુછ ભી નહીં.
જિસ પે આઈદ હો ગયા 'ઈન્ના ખલકના' કા લકબ,
હય વહી મઅદૂમ બેશક ઈસ સિવા કુછ ભી નહીં.
'કુલ્લુ શયઈન હાલિકુન' હય હુકમે રબ્બે લા યઝાલ,
ઝાતે હક બાકી રહેગી ઈસ સિવા કુછ ભી નહીં.
જો હુવા પયદા મરેગા, જો બના ગિર જાએગા,
ઈસ સિવા કુછ ભી નહીં, ઈસ સિવા કુછ ભી નહીં.

# અબ્દુલકાદિર ફાતીવાલાનું સાહિત્ય સર્જન

## ગુજરાતી અનુવાદો અને લિપ્યંતરો

**[૧] હઝરત મૌલાના મુહમ્મદ હિદાયતઅલી (રહ.)ની કિતાબો**

- ○ મેઅયારુસ્સુલૂક (૧૯૭૬)
- ○ અહસનુત્તકવીમ (૧૯૮૦)
- ○ ફુતૂહુલ હરમૈન (૧૯૮૦)
- ○ દુર્રે લાષાની – ૧ (૧૯૮૮)
- ○ દુર્રે લાષાની – ૨ (૧૯૮૯)
- ○ દુર્રે લાષાની – ૩ (૧૯૮૯)

**[૨] હઝરત ડોક્ટર અબ્દુલ હય 'આરિફી' (રહ.)ની કિતાબો**

- ○ ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ –૧ (૧૯૯૪)
- ○ ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ –૨ (૧૯૯૫)
- ○ ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ –૩ (૧૯૯૫)
- ○ હલાલ રોઝીની તલાશ (૧૯૯૪)
- ○ ખાવા–પીવાની સુન્નતો (૧૯૯૪)

**[૩] હઝરત મૌલાના હકીમ અખ્તર (રહિમહુલ્લાહુ)ની કિતાબો**

- ○ એક મિનિટનો મદ્રસહ (૧૯૯૧)
- ○ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતો (૧૯૯૨)
- ○ મષનવીની હિકાયતો (૨૦૦૦)

**[૪] હઝરત મૌલાના હુસૈન અહમદ મદની રહિમહુલ્લાહુની કિતાબ**

- ○ અહેસાન અને તસવ્વુફ (૧૯૯૧)

**[૫] હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિય્યહ (રહ.)ની કિતાબો**

- ○ ફઝાઈલે નમાઝ (૧૯૯૧)
- ○ 'ફઝાઈલે સદકાત'ના અંતિમ પૃષ્ઠો (અપ્રગટ)

**[૬] હઝરત મૌલાના ઈજતિબાઉલ હસન (રહ.)ની કિતાબ**

- ○ દુઆઓંકા કીમતી મજમૂઆ (૧૯૯૨)

**[૭] હઝરત મૌલાના મુફ્તી મહમૂદ અશરફ ઉસ્માની દામત બરકાતુહુમની કિતાબ**

- ○ તસવ્વુફની હકીકત (૧૯૯૪)

**[૮] હઝરત મૌલાના અહમદ સઈદ દહેલવી (રહ.)ની કિતાબ**

- ○ રસૂલુલ્લાહ (સ.) પર દુરૂદો સલામ

**[૯] હઝરત મુફ્તી સૈ. અ. રહીમ લાજપૂરી (રહ.)ની કિતાબો**

- ○ સિલારહમીની અઝમત (૧૯૯૬)
- ○ મનસબે ઈમામત (૧૯૯૫)
- ○ વિલાયતનો માપદંડ શું છે ? (૨૦૦૦)

**[૧૦] હઝરત મૌલાના હકીમ સય્યિદ અબ્દુલ હય હસની રહિમહુલ્લાહુની કિતાબ**

○ યાદે ઐયામ (૧૯૮૫)

**[૧૧] હઝરત મૌલાના સય્યિદ અબૂલ હસન અલી નદવી રહિમહુલ્લાહુની કિતાબો**

○ દસ્તૂરે હયાત (૧૯૯૯)
○ સુહબતે બા અહલે દિલ ભાગ–૧ (૨૦૦૨)
○ સુહબતે બા અહલે દિલ ભાગ–૨ (૨૦૧૪)

**[૧૨] મુહતરમા અમતુલ્લાહ તસનીમ રહિમહલ્લાહુની કિતાબો**

○ હમારે હુઝૂર (સલ.) (૨૦૦૧)
○ બાળકોની કસસુલ અમ્બિયા અલયહિમુસ્સલામની ૧૪ (ચૌદ) પુસ્તિકાઓ (૨૦૦૨)

**[૧૩] હઝરત મૌલાના મુફ્તી આશિક ઈલાહી બુલંદશહરી રહિમહુલ્લાહુની કિતાબ**

○ વસિયત અને વારસાના અહકામ (૧૯૯૬)

**[૧૪] હઝરત સૂફી અ. રહમાન (રહ.) મુંબઈની કિતાબો**

○ મકારિમુલ અખ્લાક (૧૯૯૬)
○ ઈલાહ શું છે ? (૧૯૯૬)
○ રાહે અમન (૧૯૯૭)
○ અલ માઈદહ (૧૯૯૮)
○ તારો રબ કોણ છે ? (૧૯૯૯)
○ આસાન રિઝક (૨૦૦૨)
○ અલ્લાહથી ડરો (૨૦૦૨)
○ બીવી ઘરની રોનક (૨૦૦૩)

**[૧૫] હઝરત મૌલાના અબ્દુલ કરીમ પારેખ રહમતુલ્લાહિ અલયહિની કિતાબો**

○ આસાન લુગાતુલ કુર્આન (૨૦૦૧)
○ હજનો સાથી (૧૯૯૭)
○ જિન્નાત અને જાદૂનો ઈલાજ (૨૦૦૫)
○ અરબી મદ્રસાઓ (અપ્રગટ)
○ ઈસ્લામી શિક્ષણને આતંકવાદ સાથે કંઈ સંબંધ નથી (અપ્રગટ)
○ આયાતે શિફા (૨૦૦૫)

**[૧૬] હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં ઈલાહાબાદી દામત બરકાતુહુમની કિતાબો**

○ નિકાહની શરઈ હૈસિયત (૨૦૦૪)
○ ઔલાદની તરબિયતનું ઈસ્લામી આયોજન (૨૦૦૪)
○ અકાઈદ, ફરાઈઝ, વઝાઈફ, નસાઈહ (૨૦૦૪)

**[૧૭] હઝરત મૌલાના મહબૂબ અહમદ નદવી ઈલાહાબાદી દામત બરકાતુહુમની કિતાબો**

○ તસ્ફિયતુલ કુલૂબ (૨૦૦૩)
○ અહસનુસ્સિયર (અપ્રગટ)

**[૧૮] હઝરત મૌલાના અબરારુલ હક હરદોઈ (રહ.)ની કિતાબો**

○ ગુસ્સાનો ઈલાજ (૨૦૦૨)
○ ગીબતની સુધારણા (૨૦૦૨)

**[૧૯] હઝરત મૌ. મુફ્તી ઈન્આમુલ હક (દા.બ.)ની કિતાબો**

○ અહકામે મુસાફિર (મોટી) (૧૯૯૭)
○ અહકામે મુસાફિર (પોકેટ) (૨૦૦૩)
○ ઈલાજ અને ઉપચારના શરઈ અહકામ (૨૦૦૬)
○ મરીઝના શરઈ અહકામ (૨૦૧૪)

**[૨૦] હઝરત મૌ. મરગૂબ અહમદ લાજપૂરી (દા.બ.)ની કિતાબ**

○ પતિ–પત્નીના જાતિય (Saxual) સંબંધોના અહકામ (૨૦૦૫)

**[૨૧] હઝરત મૌલાના ફઝલુર્રહમાન આઝમી (રહ.)ની કિતાબ**

○ કવમા અને જલસાના મસાઈલ (૧૯૯૯)

**[૨૨] હઝરત મૌલાના અબ્દુલ્લાહ તારીક (દા.બ.)ની કિતાબ**

○ ઈસ્લામ દોસ્ત કે દુશ્મન (૨૦૦૨)

**[૨૩] હઝરત મૌ. રફીઉદ્દીન મુહદ્દિષે દહેલવી (રહ.)ની કિતાબ**

○ કિયામતની નિશાનીઓ (૨૦૦૪)

**[૨૪] હઝરત અલી અહમદ બિહારી નકશબંદી (દા.બ.)ના**

○ મલફૂઝાત (૨૦૦૫)

**[૨૫] હઝરત મૌ. મુફ્તી મુહમ્મદ શફીઅ (રહ.)ની કિતાબ**

○ તસહીલ કસદુસ્સબીલ (૨૦૦૬)

**[૨૬] હઝરત મૌ. મુફ્તી ઈસ્માઈલ કછોલવી (દા.બ.)ની કિતાબ**

○ મુફીદુલ મુસ્લિમીન (૨૦૦૪)

**[૨૭] હઝરત મૌ. મુહમ્મદ સઅદ કાંધલવી (દા.બ.)ની કિતાબ**

○ મુન્તખબ અહાદીષ (૨૦૦૬)

**[૨૮] હઝરત મૌલાના મુફ્તી મહમૂદ બારડોલી (દા.બ.)ની કિતાબ**

○ ઝુહૂરે મહદી : કબ, કહાં ઔર કૈસે ? (૨૦૦૮)

**[૨૯] હઝરત મૌ. મુહમ્મદ મુજતબા રવીદ્રવી (દા.બ.)ની કિતાબ**

○ માંગતા જા લેતા જા (૨૦૧૦)

**[૩૦] હઝરત કાઝી અહમદ સિરાજ દામત બરકાતુહુમની કિતાબ**

○ હઝરત સૂફી અબ્દુર્રહમાન (રહ.)નું જીવનચરિત્ર(૨૦૦૬)

**[૩૧] હઝરત મૌ. સય્યિદ ઝુહૂરુલ હસન (રહ.)ની કિતાબ**

○ હિકાયાતે ઔલિયા (૨૦૨૦)

**[૩૨] હઝરત મૌલાના વલી રહમાની દામત બરકાતુહુમની કિતાબો**

○ બયઅત : હુઝૂર (સ.અ.વ.)ના ઝમાનામાં (અપ્રગટ)
○ આપની મંઝિલ આ છે (અપ્રગટ)

**[૩૩] હઝરત મૌલાના મુહમ્મદ યૂનુસ પાલનપૂરી દામત બરકાતુહુમની કિતાબો**

○ સુબ્હ ઔર શામકી મસનૂન દુઆએઁ
○ દુઆ : મુઅમિનનું હથિયાર

**[૩૪] હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ શાહિદ સહારનપૂરી દામત બરકાતહુમની કિતાબ**

○ દઅવત વ તબ્લીગકે હઝરતજી ષાલિષ (અપ્રગટ)

**[૩૫] હઝરત મૌલાના યાકૂબ અહમદ મિફતાહી દામત બરકાતુહુમની કિતાબ**

○ મઝાહિબકી અલામાત વ મ્યૂઝિકકા ફલસફા ઔર ઈસ્લામી નુકતએ નઝર (અપ્રગટ)

**[૩૬] હઝરત મૌલાના મુહમ્મદ ગુફરાન રશીદી કેરાનવી દામત બરકાતુહુમની કિતાબ**

○ ઝખીરએ મા'લૂમાત (જાણવા જેવું) (અપ્રગટ)

**[૩૭] હઝરત મૌલાના મહફૂઝુર્રહમાન શાહીન જમાલી દામત બરકાતુહુમની કિતાબ**

○ કયા ઈસ્લામ પર એતિરાઝ હૈ ? (અપ્રગટ)

**[૩૮] હઝરત મૌલાના મુફતી અહમદ ખાનપૂરી દામત બરકાતુહુમની કિતાબ**

○ મદ્રસહના સફીરો સાથે આપણો વર્તાવ

**[૩૯] હઝરત મૌલાના મુફતી અબ્દુલ કય્યૂમ રાજકોટી દામત બરકાતુહુમની કિતાબો**

○ એક ચિરાગ ઔર બુઝા (૨૦૦૯)
○ જામિઅહ ઈસ્લામિય્યહ, ડાભેલનો પરિચય (૨૦૧૦)

**[૪૦] હઝરત મૌલાના મુહમ્મદ સલીમ ધોરાત દામત બરકાતુહુમની કિતાબો**

○ હુસ્ને અદબ અને હુસ્ને મુઆશરત (૨૦૧૮)
○ દીનની દઅવતના વિવિધ પ્રકારો (૨૦૧૭)
○ ઈસ્લાહનો આસાન નુસ્ખો (૨૦૨૦)
○ તઝકિય્યહના તાલિબો માટે તોહફો (૨૦૨૦)

**[૪૧] હઝરત મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની (રહ.)ની કિતાબ**

○ તસવ્વુફ શું છે ? (૨૦૧૩)

**[૪૨] એડવોકેટ મુહમ્મદ અબ્દુલ મજીદ સિદ્દીકી સાહબની કિતાબ**

○ સીરતુન્નબી બઅદ અઝ વિસાલુન્નબી (સલ.) (અપ્રગટ)

## હિન્દી અનુવાદો

- ૦ મેઅયારુસ્સુલૂક (અપ્રગટ)
- ૦ અહસનુત્તકવીમ (અપ્રગટ)
- ૦ દુર્રે લાષાની, ભાગ : ૧, ૨, ૩ (અપ્રગટ)
- ૦ ફુતૂહુલ હરમૈન (અપ્રગટ)
- ૦ મુફીદુલ મુસ્લિમીન (૨૦૧૧)
- ૦ અસ્માઉલ હુસ્ના (૨૦૧૫)

## ઉર્દૂ અનુવાદો

- ૦ મુફીદુલ મુસ્લિમીન (૨૦૧૪)
- ૦ અસ્માઉલ હુસ્ના (૨૦૧૫)

## અંગ્રેજી અનુવાદો

- o Mufidul Muslimeen (૨૦૦૯)
- o Asmaa-ul-Husnaa (૨૦૧૮)

## સંપાદનો, સંકલનો, જૂની કિતાબોનું નવીનીકરણ

- ૦ ફતાવા દીનિય્યહ ભાગ : ૧ થી ૫ હઝરત મૌલાના મુફતી ઈસ્માઈલ કછોલવી સાહબ દામત બરકાતુહુમના ફતાવાનું સંપાદન
- ૦ ઝુબ્દતુલ ફતાવા (૨૦૦૮, ૨૦૦૯) હઝરત મૌલાના મુફતી ઈસ્માઈલ ભડકોદ્રવી રહમતુલ્લાહિ અલયહિના ફતાવાનું સંપાદન
- ૦ ફતાવા રહીમિય્યહ (ગુજરાતી)ના પાંચ ભાગોની વર્ગીકૃત અનુક્રમણિકા (૧૯૯૯)
- ૦ હિદાયતકે મોતી (૧૯૯૦, ૧૯૯૧, ૧૯૯૯, ૨૦૧૪)
- ૦ અંતિમ નબી સલ્લલ્લાહુ અલયહિ વ આલિહી વ સલ્લમ (૧૯૮૫)ના ગુજરાતી અનુવાદનું ફરીથી સંપાદન
- ૦ શમાઈલે તિરમિઝી શરીફ (૨૦૦૦) હઝરત મૌલાના મુફતી અહમદ બેમાત રહમતુલ્લાહિ અલયહિના ગુજરાતી અનુવાદનું નવીનીકરણ
- ૦ શરાબે તહૂર (૨૦૧૭) લેખક : હઝરત સૂફી સય્યિદ આબિદમિયાં ડાભેલી રહમતુલ્લાહિ અલયહિની કિતાબનું નવીનીકરણ
- ૦ મકબૂલ દુઆઓનો સંગ્રહ
- ૦ દુઆએ કાઝિયુલ હાજાત
- ૦ અમલિયાતે અકષીર (કારી મુબીનુલ હક અહમદ પટેલના અમલિયાતનું સંપાદન)

# અબ્દુલકાદિર ફાતીવાલાએ પોતે લખેલી કિતાબો

## નકશબંદી ઔલિયા ગ્રંથમાળા

ગ્રંથ : ૦૧ ગુલિસ્તાને નકશબંદી ઔલિયા (૧૯૯૦)
ગ્રંથ : ૦૨ બોસ્તાને નકશબંદી ઔલિયા (૧૯૯૧)
ગ્રંથ : ૦૩ ગુલઝારે નકશબંદી ઔલિયા (૧૯૯૩)
ગ્રંથ : ૦૪ મિલ્લતના નિગહબાન (હઝરત મુજદ્દિદે અલફેસાની રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર (૨૦૦૬)
ગ્રંથ : ૦૫ ફૈઝાને માસૂમિય્યહ (૨૦૧૪)
ગ્રંથ : ૦૬ ફૈઝાને સઈદિય્યહ (૨૦૧૭)
ગ્રંથ : ૦૭ સિંધના નકશબંદી ઔલિયા (૨૦૧૬)
ગ્રંથ : ૦૮ ફૈઝાને હઝરત સય્યિદ ઈમામઅલી શાહ (રહ.) (૨૦૧૬)
ગ્રંથ : ૦૯ મકામાતે હિદાયત (ગુજરાતી અને ઉર્દૂ) (૨૦૦૪)
ગ્રંથ : ૧૦ મકામાતે રહીમી (ગુજરાતી અને ઉર્દૂ) (અપ્રગટ)
ગ્રંથ : ૧૧ હઝરત મૌલાના ઈબ્રાહીમ ફુટવાલા રહમતુલ્લાહિ અલયહિનું જીવનચરિત્ર (૨૦૧૯)
ગ્રંથ : ૧૨ સૂરતના ત્રણ મહાન નકશબંદી ઔલિયા (૨૦૧૯)
ગ્રંથ : ૧૩ હઝરત મૌલાના હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિના સૂરતના ખલીફાઓ (૨૦૨૦)
ગ્રંથ : ૧૪ વલસાડના ચાર નકશબંદી ઔલિયા (૨૦૨૦)
ગ્રંથ : ૧૫ સરહિન્દ શરીફના મુબારક મઝારો (૨૦૨૦)
ગ્રંથ : ૧૬ દિલ્હીના નકશબંદી ઔલિયાના મુબારક મઝારો (અપ્રગટ)

## બીજી કિતાબો

(૧૭) દુર્રુલ હરમૈન (ગુજરાતી) (૨૦૧૩)
(૧૮) દુર્રુલ હરમૈન (ઉર્દૂ) (૨૦૧૩)
(૧૯) હઝ. સૈ. અહમદ કબીર રિફાઈ (રહ.)નું જીવનચરિત્ર (અપ્રગટ)
(૨૦) આપની સમસ્યાનો ઉકેલ અસ્માઉલ હુસનામાં (૨૦૧૪)

(૨૧) આપની સમસ્યાનો ઉકેલ કુર્આન શરીફમાં (૨૦૧૫)
(૨૨) આપની સમસ્યાનો ઉકેલ દુરૂદ શરીફમાં (૨૦૧૯)
(૨૩) કુર્આન મજીદ યાદ કરવા માટે અને ઈલ્મ મેળવવા માટે આસાન અમલો (૨૦૧૯)
(૨૪) Haj & Umrah Step By Step

## દીની સામયિકોમાં લખેલા લેખો

○ આબે હયાત (અમદાવાદ)
○ દારુલ ઉલૂમ (કંથારીઆ)
○ મુજાહિદ (સૂરત)
○ ઉમ્મીદ (સૂરત)
○ મેમન વેલફેર (મુંબઈ)
○ હયાત (સૂરત)
○ બયાને મુસ્તફા (સ.) (અક્કલકૂવા)
○ મુસ્લિમ ગુજરાત (સૂરત)
○ નિદાએ અબ્દુલ્લાહ (વાપી)
○ તબ્લીગ (આણંદ)
○ પૈગામે ઈલાહી (બગવાડા, જિલ્લો : વલસાડ)

વગેરે અનેક દીની સામયિકોમાં લેખો પ્રગટ થયા હતા.

## સાહિત્યિક સામયિકોમાં લખેલા લેખો

○ અખંડ આનંદ (અમદાવાદ) ○ બીજ (મુંબઈ) ○ નવનીત (મુંબઈ)
○ ગુજરાત મિત્ર (સૂરત) ○ દક્ષિણ ગુજરાત પ્રવાસી (વલસાડ)

વગેરે અનેક સાહિત્યિક સામયિકોમાં લેખો પ્રગટ થયા હતા.

## નવા પ્રકાશિત પુસ્તકોના અવલોકનો અને સમીક્ષાઓ

○ શ્રી હરેશ ભટ્ટના તંત્રી પદે વલસાડથી પ્રકાશિત થતા સાપ્તાહિક અખબાર 'દક્ષિણ ગુજરાત પ્રવાસી'માં સતત પંદર વર્ષ સુધી 'સાહિત્યાવલોકન' નામની કટારમાં ગુજરાતી ભાષામાં નવા પ્રકાશિત થતા પ્રતિષ્ઠિત લેખકો અને કવિઓના પુસ્તકોના અવલોકનો અને સમીક્ષાઓ લખી હતી જેની ઘણી પ્રશંસાઓ થઈ હતી.

○ અવલોકનો અને સમીક્ષા કરેલા પુસ્તકોની યાદી ઘણી લાંબી હોવાથી સ્થળ સંકોચના કારણે અહીં આપી નથી.

## અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય બીજા લેખકોની કલમે

અનેક પ્રતિષ્ઠિત પુસ્તકોમાં, પ્રતિષ્ઠિત લેખકોએ અબ્દુલકાદિર ફાતીવાલાના લખેલા પરિચયોની વિગતો ટૂંકમાં નીચે પ્રમાણે છે :

[૦૧] <u>પુસ્તક</u> : ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ ગ્રંથ : ૮, (ખંડ : ૨)
<u>પ્રકાશક</u> : ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદ
(એમાં પાના નંબર : ૨૪૬ ઉપર અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય છે જે ગૌરવપાત્ર છે.) પ્રકાશન વર્ષ : ૨૦૧૮

[૦૨] <u>પુસ્તક</u> : ગુજરાત રાજય : જિલ્લા સર્વસંગ્રહ (ગેઝેટિયર) : વલસાડ જિલ્લો
<u>પ્રકાશક</u> : ગુજરાત સરકાર, ગાંધીનગર
(એમાં પાના નંબર : ૫૧૯ ઉપર અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય છે.)

[૦૩] <u>પુસ્તક</u> : ગુજરાતી સાહિત્યકાર પરિચય કોશ
<u>પ્રકાશક</u> : ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર
(એમાં પાના : ૩૧૦ ઉપર અ.કાદિર ફાતીવાલાનો પરિચય છે.)

[૦૪] <u>પુસ્તક</u> : સર્જક સેતુ
<u>પ્રકાશક</u> : રંગ રેખા પ્રકાશન, રાજકોટ
(એમાં પાના : ૮૧ પર અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય છે.)

[૦૫] <u>પુસ્તક</u> : 'મિલન' ચતુર્થ દશાબ્દી વિશેષાંક : ૨૦૦૨
<u>પ્રકાશક</u> : સંસ્કાર મિલન, વલસાડ
(એમાં પ્રોફેસર ડોકટર અરુણિકા દરૂ M.A.,Ph.D. એ અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય લખ્યો છે.)

[૦૬] <u>પુસ્તક</u> : ગરવી ગુજરાતના ગૌરવવંતા મુસ્લિમો ભાગ : ૩
<u>લેખક અને પ્રકાશક</u> : અકબરઅલી સય્યિદ, રાજકોટ
[એમાં પાના નં. : ૨૩ થી ૩૦ સુધી કુલ ૮ પાનાનો અબ્દુલકાદિર

ફાતીવાલાનો પરિચય છે.] (પ્રકાશન વર્ષ : ૨૦૦૮)

[૦૭] પુસ્તક : દક્ષિણ ગુજરાતની મુસ્લિમ વિભૂતિઓ (૨૦૦૪)
લેખક : પ્રોફેસર ડોકટર અબ્બાસઅલી તાઈ M.A.,Ph.D.
[એમાં પાના નંબર : ૫૧ થી ૫૬ સુધી કુલ ૭ (સાત) પાનાનો અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય છે.]

[૦૮] પુસ્તક : ઔલાદકી તરબિયતકા ઈસ્લામી નિઝામનો અનુવાદ
લેખક : હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં ઈલાહાબાદી દામત બરકાતુહુમ (પ્રકાશન વર્ષ : ૨૦૦૪)
[એમાં મુહતરમ મૌલાના મુફતી ફઝલ મહમૂદ ફલાહી દામત બરકાતુહુમે લગભગ ૫ (પાંચ) પાનાનો અબ્દુલકાદિર ફાતીવાલાનો પરિચય લખ્યો છે.]

[૦૯] પુસ્તક : ગુજરાતી મુસ્લિમોકી તસનીફી ખિદમાત
(પુસ્તકનું નામ યાદદાશતથી લખ્યું છે. ભૂલનો સંભવ છે.)
પ્રકાશક : જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબૂસર (જિ. ભરૂચ)
(એમાં હઝરત મૌલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી રહમતુલ્લાહિ અલયહિએ અબ્દુલકાદિર ફાતીવાલાની કિતાબો અને ઈલ્મી ખિદમતોનો વિગતવાર ઉલ્લેખ કર્યો છે.)

[૧૦] પુસ્તક : વલસાડ વિકાસ વાટિકા
પ્રકાશક : માહિતી ખાતુ, ગાંધીનગર, ગુજરાત
(એમાં વલસાડના સાહિત્યકારોમાં અબ્દુલકાદિર ફાતીવાલાનો પણ પરિચય છે.)

[૧૧] પુસ્તક : તમને મળ્યા પછી... (સ્મૃતિ ગ્રંથ) (૨૦૧૩)
લેખક : ડોકટર મુશ્તાક કુરેશી, દિલસે...
(એમાં પારડી હોસ્પીટલના નિર્માતા, ડોકટર હાઊસ, વલસાડના સંચાલક, ડોકટર મુશ્તાક કુરેશીએ ફાતીવાલા સાહેબના વિદ્યાર્થી તરીકેની પોતાની સ્મૃતિઓનું સંવેદનશીલ આલેખન કર્યું છે.)